श्री भुवनतिलकसूरीश्वर जैन ग्रन्थमाला [७]

ॐ श्रीशंखेश्वरपार्श्वनाथाय नमः।
श्रीआत्म-कमल-लब्धिसूरीश्वरेभ्यो नमः।

# આત્મ નિદર્શન

: લેખક :
પૂ. આચાર્યદેવ શ્રીમદ્
વિજયભુવનતિલકસૂરીશ્વરજી મહારાજ.

પૂ. મુનિવરશ્રી ભદ્રંકરવિજયજી મહારાજને માગસર સુદી ૬, સં. ૨૦૧૪ના સમર્પિત થનાર ગણિ-પંન્યાસ-પદારોપણની સ્મૃતિ નિમિત્તે
જ્ઞાનભક્તિપરાયણ સજ્જનો તરફથી ભેટ.

પ્રકાશક-પ્રાપ્તિસ્થાનઃ
નટવરલાલ ચુનીલાલ કાપડિયા,
વ્ય૦ શ્રી ભુવનતિલકસૂરીશ્વર જૈન ગ્રન્થમાળા
છાણી. (જી. વડોદરા)

પૂ. પા. આચાર્યભગવંતશ્રી તેમજ પૂ. પા. મુનિવર શ્રી ભદ્રંકરવિજયજી મહારાજની પ્રેરણાથી શ્રી જિનેન્દ્ર સ્તવન ચોવીસી અને આ પુસ્તક માટે મદદ આપનાર ઉદાર સદ્‌ગૃહસ્થોની શુભ-નામાવલી.

| રૂા. | નામ | ગામ |
| --- | --- | --- |
| ૨૦૦) | શ્રી મોરબી તપગચ્છ જૈન સંઘ | મોરબી |
| ૧૦૦) | શ્રી રાજકોટ તપગચ્છ જૈન સંઘ | રાજકોટ |
| ૩૫) | શા. ભાઈચંદ કુલચંદ | મોરબી |
| ૨૫) | પારેખ ન્યાલચંદ અમરચંદ બેલાવારા | ,, |
| ૨૫) | શા છબીલાલ દેવસી ટંકારાવારા | ,, |
| ૨૫) | મેતા મણીલાલ ચાંપશી | ,, |
| ૨૫) | દોશી તારાચદ કાલીદાસ | ,, |
| ૨૫) | મેતા ધનજી રાયચંદના સ્મરણાર્થે હા. મોહનલાલ ધનજી | ,, |
| ૨૫) | પટણી નેમચંદ મણીલાલ | રાજકોટ |
| ૨૫) | શા. તારાચંદ લક્ષ્મીચંદ | ,, |
| ૧૨ાા | શા. માણેકચંદ લાલચદ પત્થરવાળા | મોરબી |
| ૧૨ાા | શા. વ્રજલાલ દુલભજી બેલાવારા | ,, |
| ૧૨ાા | શા. નીમચંદ ભાઈચદ હા. બ બુભાઈ | ,, |
| ૧૨ાા | શેઠ કુટુંબ તરફથી હા. જદુભાઈ | ,, |
| ૬ા | દોશી દલીચદ ગુલાબચંદ | ,, |
| ૫) | શા. મોહનલ લ વલમજી હા. રતીલાલ | ,, |
| ૫) | મેતા અભેચંદ માણેકચંદ | ,, |

# : પ્રાસંગિક :

આત્મ-તત્ત્વ ઓળખવું, આત્મ-તત્ત્વને જાણીને આત્માને આત્મા વડે આત્મામાંજ તલ્લીન કરવો એજ આત્મ-જ્ઞાનનું નવનીત છે, શુદ્ધ છે, કૃત-સિદ્ધિ છે આત્મા છે, નિત્ય છે, આત્યંતિક સુખનો ચિર-ભોક્તા છે, સદૈવ નિર્મળ છે, સદૈવ સદ્જાનંદી છે, સદૈવ સ્વમાં સ્વત્વ માની સ્વ-ઘરમાં જ સ્થિત છે સ્વના આનંદને જ આનંદ માને છે.

પર-ભાવ, વિભાવ-ભાવ, આધિ-ભૌતિક, સ્થૂલ પદાર્થોથી તે સદૈવ પર રહે છે. પર-ભાવના રંગ-રાગોનો એને રંગ કે ઓપ સ્પર્શતો નથી. પરમોચ્ચ સાધક વ્યક્તિ બહિર્મુખતાને છોડીને અંતર્મુખતાનેજ ઇચ્છે છે. બહિર્મુખ, જ્યાં સુધી ક્ષણિક સુખોને સુખ માને છે. ત્યાં સુધી અંતર્મુખતાનો સુધા-સ્વાદ ચાખી શકતો નથી. મુખમાં મળ ભર્યો હોય અને ગમે તેવું સ્વાદિષ્ટ ભોજન ખાય તો તેને તેનો સ્પષ્ટ સ્વાદ કે આનંદ આવી શકતો નથી! તેમ આત્મ-દૃષ્ટિ-આત્માભિમુખ વ્યક્તિઓને બાહ્ય-સંગ અને તેની પ્રીતિ સમૂળગી તજી દેવી પડે છે. ચૂલામાં હાથ નાંખવો અને શીતલતાની ઝંખના કરવી એ નરી મૂઢતા કે મૂર્ખાઈ છે, તેવી રીતે વાસનાઓ-માયા અને આસક્તિની ચેષ્ટાઓ કરવી, એના પાશમાં સપડાઈ રહેવું અને અધ્યાત્મની કે આત્માનંદની વાતો કરવી એ તો માત્ર અજ્ઞાનતા કે આડંબર-વૃત્તિ જ કહી શકાય! માન-પૂજા-સત્કારની લાલસા જ આ બાહ્ય-ડોળ ઉભો કરાવે છે.

પ્રભુ-મહાવીરના દર્શનમાં આત્મ-જ્ઞાનવાળા આત્મ-જ્ઞાનીઓ તો વિશ્વની ચેષ્ટાઓથી પર થયેલા જ હોય છે 'आत्मप्रवृत्तावतिजागरूक परप्रवृत्तौ बधिरांधमूकः' આત્મ-પ્રવૃત્તિમાં સદા જાગૃત દશા અને પર-પ્રવૃત્તિ કરવામાં બહેરા, આંધળા અને મૂક-દશાને ધારણ કરનાર હોય છે, એજ આત્માનંદી, આત્મ-જ્ઞાની, સદાચિદાનંદપદ ઉપયોગવાળા મહા-પુરૂષ કહેવાય છે.

પર-પ્રવૃત્તિઓમાં એટલે કે જે પ્રવૃત્તિ આત્માને, શાસનને હિતકર ન હોય તે પ્રવૃત્તિને આત્મ-જ્ઞાની, સાચો અધ્યાત્મી અપનાવતો નથી, તે પ્રવૃત્તિમાં રસ લેતો નથી. પર-પ્રવૃત્તિ આદરવાનો, તેમાં રસ લેવાનો પ્રસંગ આવે ત્યારે આત્મ-જ્ઞાની આંધળો, બ્હેરો કે મૂક બની જાય છે. તાત્પર્ય એ છે કે, તે તે અનિષ્ટ-પ્રવૃત્તિઓ પ્રતિ ઉદાસીન-ભાવ સેવે છે, ઉપેક્ષાવૃત્તિ-માધ્યસ્થભાવ રાખે છે; ન કે, તે પ્રવૃત્તિમાં એકાકાર બનીને, આસુરી ભાવનાઓની પ્રેરણાથી રાગ-દ્વેષ-કષાયને પુષ્ટિ આપે છે.

પ્રભુ-મહાવીર-સર્વજ્ઞ હતા, સત્ય-વાદી હતા, ત્રિકાલ-દર્શી હતા. ત્રિકાલાબાધિત જેઓનું શાસન અવિચ્છિન્ન-પ્રભાવશાલી છે, અને રહેવાનું. તેઓશ્રીએ દર્શાવેલ માર્ગને મોક્ષ-માર્ગ જ માનવો! કારણ સુદષ્ટિ-સુજ્ઞાની સીવાય સત્ય-માર્ગ-દર્શક બની શકતા નથી. પથ-પ્રવર્તક કે દર્શક સર્વજ્ઞ ન હોય તો તેઓના આશ્રયમાં રહેલાને કુમાર્ગે ચઢી જવાની ભયંકર દહેશત છે.

મઝધાર દરીયામાં નાવડીને હંકારનાર સુકાની દિશા-જ્ઞાનથી હીન હોય, આંખે આંધળો હોય તો બેસારૂઓને ઉન્માર્ગે ચઢાવીને, અપાર-સાગરના અગાધ જલમાં ડુબાડી મૂકે છે; તેમ ધર્મ અને ધર્મ-પ્રવર્તક ઉભય પર મુમુક્ષુ-ગણનો મોટો આધાર છે. પૌષ્ટિકાલંબન એજ છે

આજે ઘણા જીવો સાધના-ઉપાસના કરવા ઇચ્છે છે અને સાધના કરવા અનેક પ્રયત્નો પણ આદરે છે. છતાંય ધ્યેયને કે સાધ્યને સિદ્ધ કરી શકતા નથી. અને અધુરી સાધનાને ઘડી-ભર માની બેસે છે કે, અમોએ સિદ્ધિ મેળવી લીધી! અમોને ધ્યાન-ફલ મલી ગયું! પણ એ મોટો ભ્રમ છે, અપાર સમુદ્રના પ્રવાહમાં એક તસુ પણ તેઓએ પંથ કાપ્યો હોતો જ નથી. શ્રચિલ કહે કે, મને લાખ સોનાની ઇષ્ટકાઓ મલો. હું ચક્રવર્તી બન્યો. પણ એમાંનું એની પાસે સાચું કશુંય હોતું જ નથી. ભ્રમ-જાલની જંજાલથી

જકડાયેલા, યોગીઓ, મહાત્માઓ, સાધકો થોડી ઘણી સાધના કરીને, ધ્યાન કરીને માની બેઠેલા હોય છે કે, અમો સિદ્ધ-પુરુષ છીએ, અમો વચન-સિદ્ધ છીએ, અમો ચમત્કારી છીએ! મુગ્ધ-જનોને છેતરીને પોતે માની લીધેલી ક્ષુદ્ર વસ્તુઓને મેળવી કિંમતી જીવનની પલોને વેડફી નાખે છે. વ્યર્થ ગુમાવે છે. સાચો સાધક, યોગી કદીય જગ-જંજાલને સ્પર્શતા નથી. એ તો એની આત્મ-ભરતીમાજ મસ્તાન-ગુલતાન, એકમના-એકાકાર રહે છે. ભલા માયા અને વાસનાથી પર ન થયો અને આત્માને, આત્મ-દર્શનનો સાક્ષાત્કાર કરવા ઝંખે તે ક્યાંથી બને!

દરીયા કિનારે નાંગરેલુ નાવડું છોડે નહી અને નાવડી ચલાવવા સતત મોટા અવાજે કરીને હલેસાં મારતો રહે, તો શું વર્ષોનાં વર્ષો એ ક્રિયા કરે તોય જરાય નાવડું પંથ-પ્રયાણ કરે ખરૂં? પહેલાં તો નાવડીના નાંગરેલાં દોરડાં કે સાંકળો છોડવી પડે છે, પછી હલેસાં મારતાં નાવડી જલ-પથ વટાવે છે.

ઘણાખરા જીવો બીચારા જીવન-નાવને સંસાર-સાગરથી તરાવીને પેલે પાર મુક્તિ-કિનારે લઈ જવા મથે છે. પણ વાસના અને આસક્તિના ખીલે બંધિલી જીવન-નૈયા જરાય વિખુટી કરતા નથી. પછી એ વ્રત, પચ્ચક્ખાણ, નિયમ-યમ, પૂજા, આવશ્યક ક્રિયાઓ ધ્યાન-જાપ રૂપી હલેસાં માર્યાં જ કરે છે. જેથી પરમોચ્ચ વિશુદ્ધિ, દૃઢ-સંકલ્પ-પરિબલ, પ્રભુઆજ્ઞા અવિરોધી ક્રિયા-કલાપો, વિમલ-પરિણતિ આ ક્યાંથી મેળવી શકાય?

પરમાર્થ દૃષ્ટિ, પરોપકાર-પરાયણતા, સૌજન્યતા, આત્મદર્શનનો પુરુષાર્થ આ આત્મ-જ્ઞાનીને સ્વહસ્તક કરી લેવાં પડે છે

આત્મ-નિદર્શન નામનો આ ગ્રંથ પ્રાયઃ આત્મ-દર્શીઓને કે જૈન-દર્શનના અભ્યાસીઓ, તત્ત્વજ્ઞાનીઓને જ વધારે રૂચશે! કારણો આ ગ્રંથમાં આત્માને ઉદ્દેશીને જ કરેલું વિશિષ્ટ વર્ણન છે. અને આત્મા સંસાર-અટવીમાં ક્યારથી ભમે છે? આત્મા મોક્ષ-

સુખનો જ ભોક્તા હોવો જોઈએ પણ અનંત–અશી કર્મકલં-કથી શા માટે લેપાયો છે? કર્મ–સત્તા પ્રાણીઓને ચોરાશી લાખ જીવાયોનિઓમાં કેમ ભમાવે છે? દુનાવી સઘળી સત્તાઓને ક્ષણમાં અન્યથા કરવાની કર્મસત્તા પાસે કેટલી અસામાન્ય શક્તિ છે? સંસાર–કેદથી આત્મા મુક્ત ક્યારે બને? મુક્ત બનવાના સત્ય અને ક્ષેમકરી ઉપાયો કયા છે? જૈન–દર્શનનું તત્ત્વજ્ઞાન આત્માને માર્ગસ્થ કેવી રીતે બનાવે છે? આઠ કર્મ–પ્રકૃતિઓમાં મોહ–રાજાનું સામર્થ્ય કેટલું છે? મોહનીય કર્મ નાશ થતાં અન્ય સઘ-ળાંય કર્મો આપોઆપ શિથિલ કેવી રીતે બને છે? સાચું અધ્યાત્મ કેવું હોવું જોઈએ? સાચા અધ્યાત્મીનાં ચિન્હો ક્યાં હોય છે? આ-ત્માર્થીઓ, આત્મ–દષ્ટિઓ કયા વર્તનથી વર્તે તો આત્મસાક્ષા-ત્કાર કરે? જૈન–દર્શનનો પાયો સમ્યક્ત્વ કેવી રીતે કહેવાય? સમ્યક્ત્વની અનેક વ્યાખ્યા–રીતિઓ, સમ્યક્ત્વ મેળવેલ આત્માની વર્તમાન–દશા કેવી હોય? સમ્યક્ત્વ–પ્રાપ્તિ પછી જીવની સંસાર–મર્યાદા કેટલી? અને સમ્યક્ત્વ નિર્મલ કરવાનાં સાધનો ક્યાં? જૈન સિદ્ધાંતમાં આત્મનિદર્શનની માન્યતાઓ અને ઇતરદર્શનિકારોની માન્યતાઓના ભેદ–પ્રભેદો કયા છે? ઉપરના સઘળાય વિષયો ટુંકમાં પણ સચોટ રીતે આ ગ્રંથમાં ચર્ચવામાં આવેલ છે. આમ છુટા–છવાયા અનેક વિષયો અનેક સ્થળોએ પ્રસિદ્ધ થાય છે, પણ આ પુસ્તકમાં સળંગ–ક્રમિક સઘળાય વિષયોનું પરિજ્ઞાન સાંપડે, એવી આમાં પદ્ધતિ સ્વીકારાયેલી છે.

આધુનિક યુગ તો અવનવા સાહિત્યને ઇચ્છે છે. અને મોટો ભાગ ભાષાની ભવ્યતાથી લોભાય છે. શબ્દ–શણગારના ડોળથી અંજાય છે. માનવોની મનોવૃત્તિઓને ઉન્માર્ગ પ્રતિ ઉત્તેજન કરનાર કથાનકો કે ઉપમાઓને પ્રધાન પદ આપે છે. વ્યવહાર–સ્વાર્થ–સાધક પ્રપંચ, નીતિવિરોધી તત્ત્વોને ખોળીને યાદ રાખે છે. સાચે

જ આજનો યુગ પાપીઓને લીલા-લ્હેરનો છે અધર્મીઓને આનંદનો છે, પણ એ ન ભૂલવું જોઈએ કે, હજારો અસત્યોની હેઠળ 'સત્ય-સૂર્ય' ઢંકાયેલો હોવા છતાંય એનોજ ઝગઝગાટ ઉદય થશે, વિજય વરશે !

આત્માની તરફ દૃષ્ટિને વાળનાર આત્મ-જ્ઞાનની જિજ્ઞાસા જગવનાર, આત્મ-મુખતું અર્થાત્ પણ પેદા કરનાર સાહિત્ય અને તેનું મનન દુ:ખી જીવનનેય મુખમય સર્જે છે છે વિપત્તિને પણ સંપત્તિના આકારમાં ફેરવી દે છે પણ આત્મ-શ્રદ્ધા આત્મ-વિશ્વાસ, આત્મ-પ્રતીતિ પૂરેપૂરી થવી જોઈએ પછી આ સાહિત્ય સુધા-સિંધુ જેવું મીઠું અને ઉપકારક દેખાશે

ઉપાદાન-શુદ્ધિ હોય તોજ આત્માની, મોક્ષની આત્મ-તત્વની આત્મ-વિકાસ કે પ્રગતિની વાતો રૂચે છે ઉપાદાનશુદ્ધ, પ્રથમ સમ્યકત્વ-શુદ્ધિપર આધાર રાખે છે સમ્યક્ત્વ-શુદ્ધિ, આશયની વિશુદ્ધિ જન્માવે છે આશય-વિશુદ્ધિ માનસિક-વૃત્તિઓને આત્મા તરફ વાળે છે, સંસારોન્મુખના અને આત્માભિમુખતા પેદા કરાવે છે દર્પણ ગમે તેવું વિશાલ સ્વચ્છ અને સુંદર હોય પણ મુખ પર એમ કે ડાઘ પડેલા હોય તો તે મુખ બેડોળ જ દેખાય છે આત્મ જ્ઞાન તો દર્પણ જેવું સ્વચ્છ અને નિર્મળ છે પણ ઈંદ્રિયોના સુખો, મનની દુર્વૃત્તિઓ પોષવાની પ્રલોભન-વૃત્તિ હોય પછી આત્મ-જ્ઞાન દર્પણ એ વ્યક્તિને ક્યાંથી પ્રિય લાગે ?

अप्पा चेव दमेयव्वो अप्पा हु खलु दुद्दमो ।
अप्पा दंतो सुही होइ अस्सि लोए परत्थये ॥
एगो मे सासओ अप्पा नाणदंसणसंजुओ ।
सेसा मे बाहीरा भावा सव्वे संजोगलक्खणा ॥

(ઉત્તરાધ્યયન સૂત્ર.)

જૈન-શાસ્ત્રો પણ આત્મા અને જડનું વિશ્લેષણ કરતાં સ્પષ્ટ રીતા જણાવે છે કે, આત્માનું દમન કરો! આત્મા તો અરૂપી છે, એનું દમન કેવી રીતે થાય? એના જવાબમાં જણાવે છે કે, બહિરાત્મા જે જડ-સંગનો પ્રેમી છે, તે જડનો પ્રેમ-રાગ-સ્નેહ છોડી દેવો. અર્થાત્ કષાયાત્મા, માનાત્મા, વિષયાત્મા બને છે, એ ન બનવા દેવો! આત્મ-દમન દુર્દમ છે, મુશ્કેલ છે; પણ પરમ-પુરૂષાર્થ કરવાથી આત્મ-દમન કરતાં આ લોક અને પરલોકમાં સુખી થવાય છે. પરંપરાએ સંયમથી અવ્યાબાધ સ્થિતિવાળું મોક્ષ મળે છે.

સંસાર ક્ષણ-ભંગુર છે. સંયોગો વિપ્રયોગથી ઘેરાયેલા છે. મળેલી વિષય-ભોગોની વિપુલ સામગ્રીઓ-સાધનો પણ વિનશ્વર છે. સાંસારિક સુખો એ ભ્રમ છે, સુખાભાસો છે. એક આત્મા જ શાશ્વત છે. તે જ્ઞાન-દર્શનથી છલોછલ ભરાયેલો છે, એ સીવાય બહારના ભાવો, પદાર્થો સાંયોગિક સંયોગથી મળેલા છે. અને તે સંયોગ ક્ષણ-ખ્વરી છે. આ ભવના સંયોગો આત્માને આગામી ભવમાં રહેતા નથી મૂકીને જવું પડે છે.

ટૂંકમાં આ આત્મ-નિદર્શન પુસ્તક પ્રિય-વાચકોના કર-કમલમાં સાદર ધરતાં આનંદ થાય છે, અને આશા છે કે, આત્માભિમુખીઓ સદુપયોગ કરીને આત્મ-નિષ્ઠ બને! ક્ષણિક સુખોની અભિલાષા છોડીને આત્મિક અનંત સુખના પ્રતિ નજર ખોલે, અને તે મેળવવા વિભાવોથી થંભી, સ્વભાવની સુસ્વાદુતા અનુભવે એ એક શુભાશા.

ખેરસદ

વિજયભુવનતિલકસૂરિ

छाणीमंडनश्रीशान्तिनाथाय नमः ।
आत्मकमललब्धिसूरिगुरुभ्यो नमः ।

—*—

# આત્મનિદર્શન

## પ્રથમ વિભાગ



**વીતરાગવચન :**

શ્રી સર્વજ્ઞ વીતરાગ પરમાત્માએ અનંત ચતુષ્ટય પ્રાપ્ત કર્યા પછી કેવલ વિશ્વના કલ્યાણની તીવ્ર કામનાથી જેવું જગત જોયું તેવું યથાર્થ રીતે પ્રકાશ્યું, જણાવ્યું, વર્ણવ્યું. સંસારમાં બે દ્રવ્યો છે જેમાં અખિલ સંસારના અખિલ પદાર્થોનો સમાવેશ થઇ જાય છે. ચેતન અને જડ. જેટલા પદાર્થો નયન-વિષયમાં આવે છે, એ સઘળાય પદાર્થો અને કેટલાક પદાર્થો ચક્ષુથી અગોચર-ન દેખાય એવા છે, એ પદાર્થો દૃશ્યાદૃશ્ય છે ચેતના લક્ષણો જીવઃ—

અનતિ ઇતિ આત્મા—આ પ્રકારે શાસ્ત્રકારો ચેતનની વ્યાખ્યાઓ-લક્ષણો બતાવે છે. જીવો, આત્માઓ, ભૂતો, સત્વો આ સઘળાય પર્યાયો વાસ્તવિક રીતે, આત્માને ઉદ્દેશીને જ કહેવાય છે. આત્મા કહેવાથી ઉપરના પર્યાય-ભાવો આવી

જાય છે પણ ભેદ-પ્રભેદોની ઓળખ માટે પ્રાણ, ભૂત, સત્ત્વ અને આત્મા કહેવાય છે.

વીતરાગ સ્વરૂપ :

હાથની રેખાઓને જેમ પ્રત્યક્ષપણે અથવા હાથમાં રહેલા આંબળાના ફળની જેમ સઘળીય બાજુઓને એક સાથેજ એક સમયમાં જોઈ શકાય છે. તેમ વીતરાગો,સકલ લોક અને અલોકને એક જ સમયમાં જાણે છે અને જુએ છે, લોકમાં રહેલા ચર અને અચર સૂક્ષ્મ અને બાદર, જીવ અને જડ સઘળાય દ્રવ્યોને પર્યાયોની સાથે જાણે-જુવે છે તેમજ એ વીતરાગોને નથી હોતો રાગ કે નથી હોતો દ્વેષ; ફક્ત લોક-કરૂણા-જન-કરૂણાથી જ યથાર્થ પદાર્થપરિજ્ઞાનને દર્શાવે છે. અસત્ય બોલવામાં રાગની જડ મુખ્ય છે. પ્રપંચ માયા કરીને બોલવામાં દ્વેષ કારણ હોય છે. પણ વીતરાગ દેવોએ તો ઘોર-ચારિત્ર, ઘોર-તપ આદરીને અને ઘોર ઉપસર્ગો-પરિષહોને સહીને, અનંત-કાલના જીવ સાથે લાગેલ કર્મ-કચવરને-કર્મ-મલને સમૂળ ખસેડી મૂકયો છે એટલે ઉચ્ચ-ભાવમાં લાવનાર, દગ્ધ થયેલું દ્વેષ કે રાગનું બીજ છે જેથી રાગ-દ્વેષ છે જ નહીં પછી એ પુરૂષની વાણી અવિતથ-સત્યાંશોથી છલકતી જ હોય ! એ વીતરાગની વાણીનાં વ્હેણો જ્યાં જ્યાં વહે છે, જ્યાં જ્યાં પસરે છે, જ્યાં જ્યાં છુટે છે, ત્યાં ત્યાં ભવ્યાત્માઓનાં હૃદય-કમલો વિકસિત બને છે. સત્ય-પ્રકાશનાં કિરણોથી હૃદય-ગત મિથ્યા અંધકારો ઉલેચાઇ જાય છે. ઘુવડ જેવા કોઇ અયોગ્ય આત્માઓને લાભ ન થાય તે વાત જુદી છે.

જિન-વાણી :

વીતરાગની વાણીમાં મુખ્યત્વે આત્માની ઓળખ હોય છે અને અનાત્માનો સંગ એ અવિદ્યા છે, સમ્યગ્ જ્ઞાન એજ મુક્તિનો મોકળો માર્ગ છે, આત્માનો સ્વભાવ-ગુણ ધર્મ, અનંતચતુષ્ટય જ છે, જ્ઞાન, દર્શન, ચારિત્ર અને વીર્ય એ ચારેય અનંતાં છે, એની સાચી પ્રાપ્તિ એજ આત્મ-ધર્મની પૂરી પરાકાષ્ઠા, એની પ્રાપ્તિ પછી કૃત્ય-કૃત્યતા, નિષ્ઠિતાર્થતા, અને સંપૂર્ણતા કહેવાય છે, એમ આ બધા વિષયની ઓળખ હોય છે સંપૂર્ણ-પદને પામેલા વીત-રાગોએ પ્રકાશ્યું છે કે, હે પ્રાણીઓ ! પ્રત્યેક દેહમા આત્મા છે અને એ આત્મા. સિદ્ધ-પૂર્ણ-નિષ્ઠિતાર્થ, અનંતવેત્તા, બુધ, નિરંજન, નિરાકાર, અજર, અમર, ચરમાવસ્થાસ્થિત, સિદ્ધ સ્વરૂપી છે, પણ અનાદિ કાલથી આત્મતત્ત્વ પર કર્મનાં જાળાં બાઝી ગયેલાં છે. જેમ દીપક પર ઢાંકણ મૂકતાં પ્રકાશ આવરાઇ જાય છે, તેમ આત્મ-દીપકનો પ્રકાશ કર્મનાં સંગે આવરી દીધો છે. જેમ તલમાં તેલ, પુષ્પમા સુગંધી, દૂધમાં ઘી એકમેક થઈને રહે છે, પણ વાસ્તવિક ભિન્ન છે. ભિન્ન ન હોય તો ઘી, તેલ, અને અત્તર જેવી વસ્તુઓ જુદી પડી શકે નહી. તેમ આત્મા શુદ્ધ-સ્વરૂપી હોવા છતાંય કર્મની સત્તામાં જકડાય છે, પણ તે કર્મથી એ ભિન્ન છે.

એટલે અલ્પજ્ઞો આત્માને ઓળખી-જાણી શકતા નથી અને જડ, સ્થૂલ દેહને જ આત્મતુલ્ય માની તેની ઉપાસનામા

ઇતિશ્રી કે જન્મસાર્થકતા માની લ્યે છે. મલિન વસ્ત્રને ધોવાથી નિર્મલ થાય છે, પણ કપડાં પર મેલ ચઢવા જ દેવાય, કદીય ધોવાનો શ્રમ ન ઉઠાવાય તો તે કપડું એવું મેલું થાય છે કે; ઘણીજ કઠિનતાથી ધોવાય તોય મલ શુદ્ધિ અશકય બની જાય છે, તેમ આત્માની દશા બની છે. અનાદિનિધન કર્મ-સંબંધી આત્માને નિર્મળ-પવિત્ર બનાવવા ઉગ્ર પુરૂષાર્થ ખેડવો પડે છે.

## આત્મસત્તાની સિદ્ધિ

આત્મ-દ્રવ્યની સત્તા છે તે, હરેક પ્રાણીમાં છે. આત્મનિર્ણય કરવા આગમ-પ્રમાણ તો છે જ. પણ અનુમાનથી ય પ્રત્યક્ષ પ્રમાણ જેટલો સિદ્ધ આત્મા છે. એવી પ્રતીતિ-વિશ્વાસ-શ્રદ્ધાન જન્મે છે, એક દુકાન ખુલ્લી છે તો દૂરથી અનુમાન થાય છે કે, દુકાનનો માલીક કોઇ ત્યાં હોવો જોઇએ. જો માલીક ન હોય તો તાળું, (સાચવણું) જ હોય. તેમ દેહમાં, અંગ-પ્રત્યંગોની વિવિધ પ્રક્રિયાઓ, ચેષ્ટાઓ ચાલુ છે તે ચલાવનારો-સંચાલક કોઇ દેહમાં હોવો જોઇએ. ચેતના-શૂન્ય દેહ કોઈ પણ જાતની હલન-ચલન, સુખ-દુઃખની લાગણી, કરતું નથી. અધિષ્ઠાતા-આત્મા ગયા પછી બંધ દુકાનની જેમ દેહ પડ્યો રહે છે. માર્ગ પર ચાલતો રથ, સારથીનું અનુમાન કરાવે છે. અહિત-ત્યાગ, હિત-સ્વીકાર આ ચેષ્ટા કરનાર કોઈ દેહથી જુદી વ્યક્તિ દેહાંતર્ગત સ્થિત છે જ. કારણ, દેહ, ચેતનાશૂન્ય બનતાં તેને અગ્નિમાં બાળો કે પાણીમાં ડુબાડો તો ય તે સ્વહિતાર્થે કંઈ જ ગમનાગમન ચેષ્ટા કરતું નથી.

દેહીસત્તાનું સ્પષ્ટીકરણ :

જે આત્મા આપણા દેહમાં છે તે નિર્મલ નથી, સ્વરૂપમાં પૂર્ણાંશે વર્તતો નથી, કર્મ-કૂટથી વિકાર દશાને ભોગવે છે. સ્વ વને ભૂલી પર-માં રમે છે, આનંદ માને છે, સુખ, કલ્પે છે, ભ્રાન્તિની જાલમાં ફસાયેલો છે, જેથી આત્મા સ્વને ભૂલ્યો છે. કોઇ રાજા દુરાચારી બનતાં નીચ-કૃત્યોમાં આસક્ત બને છે પછી એને કંઇજ લાજ, શરમ કે સ્વકુલગૌરવ રહેતું નથી. જ્યારે ભાન થાય, વિષય-વિકારનો નસો ઉતર્તાં, સત્ય-માર્ગમાં આવે છે અને પશ્ચાત્તાપની આગમાં સળગે છે, તેમ આત્મા રાજા છે. કુમતિની સંગતમાં સ્વસુખ, સ્વજ્ઞાન, સ્વરૂપને ભૂલ્યો છે. મોહ મમતાનો નસો જેમ જેમ ઓછો થાય; તેમ તેમ સ્વત્વને સ્મરે છે. અને કરેલા ગુન્હાઓ બદલ પરિતાપ કરે છે.

કેટલાક માર્ગના અજ્ઞાનીઓ એમ કહે છે કે, આત્મા હોય તો દેખાવો તો જોઇએને ! કોઇ દિવસ કંઇ એની ઝાંખી કે પ્રતીતિ તો થવી જોઇએને ! ભલા ભાઇ, આજે લોકવ્યવહારમાં એવી હજારો વસ્તુઓ છે, જે આંખે દેખાતી નથી, એની કોઇ નીશાની નથી, એના રૂપ-રંગ નથી, છતાં જગ, માની રહેલ છે. એક આત્મા માટે જ અવિશ્વાસ રાખવો એ કેવી ગેબી ગેરસમજનું પરિણામ કહેવાય ! જુઓ પવન વાય છે, શું તમોને દેખાય છે ? છતાંય મનાય છે. હાં, સ્પર્શેન્દ્રિયથી શીતતા-વિગેરેથી મનાય છે કે, પવન આવે છે. પણ આંખેથી દેખાતો નથીજ.

આકાશ છે એનો રંગ-રૂપ વિગેરે દેખાતાં નથી પણ આકાશ છે એમ સઘળોય જન-વર્ગ કબુલ કરે છે. તેમ આત્મા દેખાતો નથી પણ આખાય શરીરમાં-પાંચ ઇન્દ્રિયોની ક્રિયાઓ, મનની ક્રિયાઓ અવિરત ચાલે છે. તેમાં પ્રેરક -સંચાલક કોઈ તત્ત્વ છે એમ માનવું જ પડે છે. દેહમાંથી પ્રાણ-પંખેરૂં ઉડી ગયા પછી આંખ, નાક, કાન, જીભ. તેમજ શરીર હોવા છતાંય જોનાર, સુંઘનાર, સાંભળનાર, ચાખનાર અને સ્પર્શનાર ચાલ્યો ગયો. એટલે સાધનો, સાધક સીવાય નકામાં પડે છે. તો એમ ચોક્કસ નક્કર સત્ય ઠરે છે કે. દેહનો સંચાલક કોઈ હતો અને પ્રયાણ કરી ગયો.

ગત જન્મ હતો, વર્તમાન જન્મ દેખાય છે અને આગામી જન્મ છે. આજે પણ કેટલેક ઠેકાણે નાના નાના બાળકોને પૂર્વભવ, સ્મરણમાં આવતાં, પૂર્વ પરિચિતોનો પરિચય આપે છે, અને ઘણા સ્થળોમાં એ નિર્વિવાદ સત્ય ઠર્યું છે. આવી રીતે વિચારતાં અનંત જન્મમરણો આ આત્માનાં ભિન્ન ભિન્ન દેહોમાં થઈ ચુકયાં છે. અને હજી મુક્તિના અભાવમાં થશે જ.

સંસ્કાર:

જેમ કોઈ ભાગ્યશાલી પચ્ચીશ કોશની મુસાફરી કરવા પ્રયાણ કરે છે, દશેક ગાઉ પહોંચ્યા પછી સરાય (ધર્મશાળા)માં રાત્રિના સૂઈ જાય છે. અને સવારમાં ઉઠીને આગળ ચાલવાની શરૂઆત કરે છે. આગળના દિવસે ચાલેલું

આગળના ચાલવાના લેખામાં ગણાઈ જાય છે; તેમ અનંત જન્મો, જન્મના સંસ્કારો (પુણ્ય-પાપ) અથવા કર્મોનો પુંજ સાથમાં લઈને આત્મા આવે છે, જેથી ક્રોડો દેહીઓમાં ભિન્ન વિચારો, ભિન્ન રૂપો અને ભિન્ન રૂચિઓ, ભિન્ન ક્રિયાઓ, ભિન્ન પુરૂષાર્થો દેખાઈ આવે છે. એક સુખી છે, એક દુઃખી છે, એક થોડી મહેનતે વિપુલ-ફળોને મેળવે છે, એક અત્યંત મહેનત કરવા છતાંય એક વેંતનું ઉદર ભરી શકતો નથી, એક જન્મથી જ ડાહ્યો, શાણો, શ્રદ્ધાળુ, વૈરાગી, વિનયી અને વિવેકી આદરણીય હોય છે; જ્યારે એક વ્યક્તિ ક્રૂર, બેદાળ, અજ્ઞાન, અવિવેકી, અવિશ્વાસુ અને તિરસ્કરણીય હોય છે જો આત્માજેવી વસ્તુ ન હોય, તેની સાથે પુણ્યપાપના પુંજો ન હોય તો સઘળાય સરખા જ સુખી કે વિચારવંતો હોવા જોઈએ એવું કંઈ દેખાતું નથી, નાનાવિધતા જ આત્મા અને પુણ્ય-પાપની સંગતિને ઠરાવે છે.

મૃત્યુ- આત્માને સૂચના :

જન્મ એ જાગૃતાવસ્થા છે. તેમાં નિદ્રા એ મૃત્યુનો અખતરો છે દીર્ઘનિદ્રા એટલે મૃત્યુ જ. આર્યદેશનાં ઉપદેશક જેટલાં આગમો છે, શાસ્ત્રો છે, એ સઘળાય આત્મ-દ્રવ્યની સત્તાને સ્વીકારે છે. પણ આત્માની સ્વરૂપની માન્યતામાં જુદા જુદા પડે છે. મૌલિક દૃષ્ટિબિન્દુથી સૌએ આત્માને સ્વીકાર્યો છે, એ નિર્વિવાદ છે.

હે માનવ! તું 'આત્મા' એમ માનીશ તો તને

સ્વાભાવિક એક પ્રેરણા પ્રાપ્ત થશે કે, આત્મા છે તો કેવો છે? એ જિજ્ઞાસા, તને દુન્યવી પદાર્થોનો વ્યામોહ ઓછો કરાવશે, અને આત્મ-વિકાસ, આત્મ-ઉન્નતિ, આત્મ-સાક્ષાત્કાર કરવાના પ્રયત્નો કરવાની તને તીવ્ર ભાવના જાગૃત કરશે.

જીવ-ભેદ :

આ સંસાર, અનાદિથી છે, એમાં બે પ્રકારના જીવો છે. એક સંસારાવસ્થામાં ભ્રમણ કરતા આત્માઓ અને એક કર્મહીન બનેલા સિદ્ધ સ્વરૂપી સિદ્ધઆત્માઓ, સંસારાવસ્થામાં રહેલા આત્માઓને ભૂલભૂલામણીમાં ભટકતાની જેમ અનેક ગતિઓમાં અનંત-કાલથી જન્મ અને મરણો કરવાં જ પડે છે. મૃત્યુંજય થયા સીવાય કદીય જન્મ-ચક્રાવલી ફીટતી નથી. સંસારી આત્માઓમાં દેવો, નારકીઓ અને તિર્યંચોનો આત્મા એવી વિચિત્રતામાં પડેલો છે અને એવી સામગ્રીના અભાવવાળો છે કે, મુક્તિએ જવાનો તે સ્થાનોમાં અધિકાર નથી હોતો. મુક્તિ-નગરીમાં જવા માટે દરવાજો માનવ-જન્મ જ છે. માનવોમાંય પણ પુણ્ય-હીના જ્ઞાન-હીના, સમ્યક્ત્વ-હીના પ્રાણીઓ દુષ્કૃત્યો કરીને પુનઃ અધમગતિઓના અધિકારીઓ બન્યે જાય છે. આત્મ-જ્ઞાનની પૂરેપૂરી પૂર્ણતાની સાચી યોગ્યતા માનવોમાં જ છે.

અનુમાનો :

કોઈ સંગતથી નાસ્તિકતા જન્મે તો માનવો પણ અનેક કુતર્કોની તલવારોથી શ્રદ્ધાદોરને કાપી નાખે છે, પછી

શ્રદ્ધા વિના જ્ઞાન કે સદાચાર તો આવેજ કયાંથી ? તો એ નિશ્ચય થાય છે કે, આત્મ-દ્રવ્યની સત્તા છે, અને તેને ચોક્કસ રીતે ઓળખે, સમજે, માને તો આગામી જન્મોની પરંપરા પ્રશંસનીયા થાય અને ટુંકી થાય.

નાવિક વિના નાવ વ્યવસ્થિત ન ચાલે, ડ્રાઈવર વિના ટ્રેઈન કે મોટર મુખ્ય-માર્ગ પર વ્યવસ્થિત ન દોડે, રસોઇ પકાવનાર સીવાય રસોઇ તૈયાર ન થાય સંગીતકાર-અધિષ્ઠાતા ન હોય તો સુદ્રામ થી સંગીત પેદા ન થાય, તેમ આત્મા-ચેતન ન હોય તે જડમાં એ ચેતના-શક્તિ કદીય જન્મેજ નહીં કારણ કે જીવનું લક્ષણ ચેતના છે. પણ જડનું ચિન્હ ચેતના અનુભવતું જ નથી. અવયવોમા ન હોય તે સમૂહ-કુટમા ન જ આવે? જડ પદાર્થમાં કદીયે ચેતન-ગુણ અનુભવાતો નથી. જેમ કોઇ મૂર્ખ, રેતીને ભેગી કરીને ઘાણીમાં પીલે તો શુ તેલ મેળવે? ના, કારણ કે રેતીના કણમા તેલ નથી તો પછી સમૂહમાં કયાથી આવે ? કપડાનો પહેરનારો કપડાથી જુદો છે તેમ આત્મા અને દેહ, ભિન્ન છે દેહ, સાયોગિક ઉપાધિ રૂપ છે

કર્તા :

આત્માને જાણે તે સઘળુંય જાણે! આત્માને સદ્દહે તે સઘળાય પદાર્થોને સદ્દહે જ. પ્રત્યેક દેહોમા ભિન્ન ભિન્ન કર્મથી બંધાયેલો આત્મા છે, અને તદ્રુપ છે. આત્માનો કદીય નાશ નથી જે પદાર્થો ઉત્પન્ન થયા હોય તેજ વિનાશી છે આત્માને કોઇએ સર્જ્યો નથી. છે છે ને છે. ત્રણેય

કાલમાં આત્મ-દ્રવ્યનો નાશ નથી. સુવર્ણની કંઠીનો નાશ થવાથી સુવર્ણ નાશ થતું નથી. તેમ દેહથી નીકળેલો આત્મા અન્ય દેહને ધારણ કરે છે તો પણ તે અવિનાશી છે. દેહ, પર્યાય છે. આત્મા દ્રવ્ય છે અને ચેતનત્વ, ગુણ છે. ગુણી અને ગુણ કદીય નાશ ન જ થાય, પર્યાયો પલટાય છે. જેવા કર્મનાં બંધ હોય તેવા પદાર્થોની સાથે આત્માનું અનુસંધાન થાય છે. વ્યવહારનયથી કર્મનો કર્તા, ભોક્તા, સંસર્તા, પરિનિર્વાતા આત્મા જ છે, આ અનુભવસિદ્ધ જ છે.

સંગ-દોષ:

એક શ્વેત-વર્ણની સ્વચ્છ શીશી છે, તેમાં જેવા રંગની દવા ભરવામાં આવે તેવો રંગ તે કાચમાં દેખાય છે. પણ શીશીનો રંગ શ્વેત જ. રંગ દેખાય એ તો ઉપાધિ-જન્ય છે તેમ આત્મા સ્ફટિક-રત્ન જેવો નિર્મલ ચમકીલો અને તેજસ્વી છે. પણ કર્મના સંયોગથી દુઃખી સુખી, જ્ઞાની-અજ્ઞાની, માનવ, દેવ, નારકી, તિર્યંચ આદિ પર્યાયોમાં જુદો જુદો દેખાય છે. આત્માની અવસ્થામાં આત્મા રમે તો આત્મારામ કહેવાય પણ એ સ્વરૂપ, મુક્તિ-અવસ્થામાં જ છે, અને તે, ક્રમિક વિકાસ થતાં, કર્મ-રજ મૂલથી ઉડી જતાં સ્વભાવથી પેદા થાય જ છે.

આજ સુધીમાં અનંત-કાલથી મોક્ષ-માર્ગ પ્રયાત છે. અને જે જે નિર્મલ સ્વરૂપી આત્માઓ બન્યા. તે સઘળાય મોક્ષાનંદમાં ગરકાવ થયેલા છે અને અનંત-કાલ

સુધી તે મોક્ષ માર્ગ વહેતો રહેશે. અનંતાત્માઓ ત્યાં છે અને જશે.

આત્મા છે એમ સઘળાય દર્શનવાળાઓ સ્વીકારે છે એકલા ચાર્વાકદર્શની–નાસ્તિકો આત્મા જેવી વસ્તુને નથી માનતા. પણ તે દલીલોથી નિરસ્ત બને છે, હારે છે. કારણ કે આસ્તિક–દર્શનકારોએ એના ખંડનાર્થે કમ્મર કસીને દલીલોનો દરીયો જ વ્હેતો મુકયો છે. એ તદ્દન સાચી વાત છે, કારણ કે, આત્મા નથી એમ કહેનારને પૂછવામાં આવે છે કે, નથી એ પ્રયોગ કોઈ પદાર્થ અસ્તિત્વમાં હોય એના માટે જ થાય છે. જો 'ઘટો નાસ્તિ'=ઘડો નથી, બાપ નથી, બેટો નથી, ગૃહ નથી, આ પ્રયોગ થાય છે, કે, કોઈ સ્થળે એ પદાર્થો વિદ્યમાન હોય ! આત્મા નથી એમ કહેનારાને કોઈ પણ આત્મા છે એમ માનવુ પડે છે એટલે નાસ્તિક–દર્શને તો સ્વભાવથી જ આત્માને માન્યો ગણાય જ. એટલે 'નથી' એવા પોતાના વચનથી જ સિદ્ધ થઈ જાય છે

## કુમતનું ખંડન, આત્મસ્વરૂપનુ ખ્યાન

અદ્વૈત–વાદીઓ એક બ્રહ્મ જ માને છે, નાના–વિધતા દેખાય છે, એ ભ્રમ છે જેમ આકાશમાં એક ચંદ્ર છે પણ જુદા જુદા ગામના તલાવોમાં પ્રતિબિંબ રૂપે ભિન્ન ભિન્ન દેખાય છે. પણ આ દલીલો તેઓની પાયા વિનાની છે. કારણ કે જગતમાં સઘળાયનો એક જ આત્મા માનવાથી કોઇનેય કોઈ જાતની ક્રિયા રહેતી નથી. એક ખાય તો

બીજાને સુખની ઉપશાન્તિ થવી જોઇએ અને એકના હાથ પગ કાપતાં બીજાને વેદના થવી જોઇએ, એવું બનતું નથી, તો આથી સ ભિત થાય છે કે, આત્માઓ ભિન્ન ભિન્ન છે

કોઈ વાદી, આત્મા અને પરમાત્માને ભિન્ન ભિન્ન માને છે તેઓ પણ ભ્રાન્તિથીજ બોલે છે. કારણકે; બે આત્માઓ જગમાં માનીયે તો એક પ્રશ્ન ઉભો થાય છે કે, પરમાત્માથી જુદો આત્મા મુક્ત બને તો તે પરમાત્મામાં ભળી જાય કે, જુદો રહે ? એક વ્યક્તિ સદાચારી છે એક દુરાચારી છે તો બન્નેયનાં ફ્લો કોણ ભોગવે ? વળી કોઈ ત્યાગી-યોગી મુક્તિમાં જાય તો સઘળાય આત્મા મુક્તિમાં જાય કે એક યોગીનો ? આથી પણ અવ્યવસ્થા ઉભી થાય છે.

આત્મા યથાર્થ તત્ત્વાવબોધ પામે તો હેયને છોડે, જ્ઞેયને જાણે ને ઉપાદેયને ગ્રહણ કરે. તો મૂલાવસ્થા જલ્દી મેળવી શકે છે. જેમ નાની દુકાન કરનારો ધીમે ધીમે મોટી પેઢીવાળો ધનવાન શેઠ બની જાય છે, તેમ સાચા સાધનોને પામી, નિમિત્તોનો ઉપયોગ કરતો જાય, તો ઉપાદાન-શુદ્ધિ થતાં હલકી દશામાં પડેલો આત્મા ઉચ્ચ-કક્ષામાં આવી જાય. ધીમે ધીમે પરાકાષ્ઠાની દશાને સ્વીકારી બંધ-નોથી સદંતર મુક્ત બની જાય.

આત્મા અરૂપી છે, પ્રદેશવાળો છે, અને તેના પ્રદેશો અસંખ્યાતા છે, અને તે જેવી ગતિમાં જાય અને જેવી ગતિનું શરીર હોય તેવા પ્રદેશો વધ્યા-ઘટ્યા વગર

દીવના પ્રકાસની જેમ સંકોચ વિકાશને પામે છે. હાથીના ભવમા મોટી કાયામાં તેજ આત્મા છે અને કીડીમાં જન્મ લેતાં કીડીના દેહમાય પણ સંકોચાયેલા તે આત્મ-પ્રદેશો રહે છે.

## આત્માની અશુદ્ધ દશા શાથી ?

આત્મા છે તો અરૂપી, છતાંય રૂપી કર્મ-વર્ગણાઓ કેવી રીતે આઘાત-પ્રત્યાઘાત પહોંચાડી શકે ? જેમ આકાશમા કદીય ચિત્રો દોરાતાં નથી જ. આત્મા અરૂપી છે પણ જેમ આકાશ પ્રદેશમાં વદળો આવતાં શીતતા પેદા થાય છે, ધુમાડો જામતા શ્યામતા દેખાય છે તેમ આત્મામાં કર્મ-વર્ગણાઓનો જમાવ થતા શુદ્ધ આત્મા પણ મલિન બની જાય છે. જેમ જોષીઓ-નિમિત્તજ્ઞો જણાવે છે કે, આકાશ આજે મેલુ છે, દિશાઓ અવિશુદ્ધ છે, તેવી રીતે સર્વજ્ઞો કહે છે કે, સંસારી આત્મા મલિન છે. અને મોક્ષ-સ્થિત આત્મા શુદ્ધ છે કારણ કે અતીન્દ્રિય છે. ચર્મેન્દ્રિયોથી એ અગમ્ય, અગોચર, અવિષય છે. પ્રત્યક્ષ પ્રમાણથી જો વિચારો તો સ્પષ્ટ સમજાય છે કે શરીરમાં બુદ્ધિ છે બુદ્ધિ જડનો ગુણ કે આત્માનો ? જો આત્માનો ગુણ છે તો આત્મા અરૂપી છે. બુદ્ધિ પણ અરૂપી જ છે, તો કોઇ માનવીની, ઠંડો આહાર, ચીભડાં, તરબુચ, વાસી ખોરાક ખાવાથી મતિ મંદ પડે છે, અને બ્રાહ્મી આદિના ભક્ષણથી મતિ વિકાસ પામે છે, તીવ્ર બને છે. આથી સિદ્ધ થાય છે કે, અરૂપી-

મતિને જડ-પદાર્થો આઘાત-પ્રત્યાઘાત પહોંચાડી શકે છે જ. આત્મા અરૂપી છે પણ અનાદિના કર્મ-સંયોગથી દુઃખ-સુખ-અજ્ઞાનઆદિ દશાઓને ભોગવે છે જ. એમાં શંકાને સ્થાન નથી જ રહેતું.

કર્તૃત્વ-વાદ :

આત્મા કર્મનો સ્વતંત્ર-કર્તા છે, કર્મનો ભોક્તા છે. અને કર્મનો પુરૂષાર્થથી ધ્વંસક છે. અન્ય કોઇ વ્યકિતની એમાં અપેક્ષા કે કારવાઇ રહેતી નથી. જો આત્માની ત્રિલક્ષણદશાઓનો કર્તા કોઈ સમર્થ અન્ય પુરૂષ માનવાથી અનેક અવ્યવસ્થાઓ ઉભી થશે.

દુનિયાનો-સંસારનો કર્તા ઇશ્વર છે, એમ માનવાથી પહેલી એ કલ્પના જન્મે કે, પહેલાં આત્માઓ મલિન હતા કે નિર્મલ? જો નિર્મળ હતા તો ઇશ્વરને, પવિત્રને અપવિત્ર બનાવી સંસાર રચવાની કુબુદ્ધિ કેમ ઉપજી? અપવિત્રને પવિત્ર બનાવવાનું કામ ઇશ્વરનું હોય કે પવિત્રને અપવિત્ર બનાવવાનું ઇશ્વરનું કામ હોય? અને આવો ઘેલછા ભરેલો, દુઃખજનક અને માયા પસારવાવાળો જો ઇશ્વર હોય તો આપણામાં અને ઇશ્વરમાં ફરક શું? વળી ઇશ્વર જગત્-કર્તા છે, તો ઇશ્વરનો કર્તા કોણ? પછી એનો કર્તા કોણ? આવી અનંત વિકલ્પજાલ પેદા થતાં કોઈ સ્થળમાં જ્ઞાનતર્કની સીમાજ નહી રહે! જો આત્માઓ પહેલાં મલિન હતા તેઓને ઇશ્વરે પેદા! એમ કહેવાથીય સ્વપ્ન-જલ્પન જેવું અસંભવિત કથન ગણાય! કારણ કે

મલિનો તો એમના કર્મના ફ્લોને ભોગવે જ છે તેમા ઇશ્વર જેવા નિર્વિકલ્પ-નિરીહ મહાપુરુષને જનાલી બના વવામા હે વાદી ! તને શુ ફાયદો છે ?

આત્મા છે અને એને સત્ય-સ્વરૂપી જ્ઞાનથી જાણીને એના સ્વભાવિક ગુણોને ખીલવવા એજ સત્ય માર્ગ છે. વિભાવદશામા આત્મામા કર્મજનિત થતા વિકારોને દબાવી અને પૂર્ણતામય સ્વરૂપ ચિંતવીને સ્વભાવની પ્રાપ્તિ કરવી એજ શ્રેયોમાર્ગ છે,

વેદાંતિકો, વૈશેષિકો, બૌદ્ધો સાખ્યો જૈમિનીયો આત્માને માને છે અને આત્મ-તત્ત્વને ખીલવવા ત્યાગ વૈરાગ્ય, નિર્વેદભાવ, વિભાવદશાનો પરિહાર, ઇશ્વર ભક્તિ, નિયમિતાનુષ્ઠાનો આદિ દર્શાવે છે પણ આત્માની માન્યતા, મુક્તિ સિદ્ધાંતની કલ્પના અને સિદ્ધ સ્વરૂપની વિચારણામા જુદા પડે છે

જૈનોના સિદ્ધાંતો સનાતન સ યતાથી ભરેલા છે ત્રિકાલાબાધિત-સિદ્ધાંતોથી ઝગઝગતી જ્યોતિ જેવા છે કારણ સર્વજ્ઞોએ, નિષ્પક્ષપાતભર્યું યથાર્થ કથ્યુ છે જૈનોના સિદ્ધાંતોમા પ્રત્યેક દ્રવ્યો અપેક્ષાના અલ કારથી ભૂષિત હોય છે. સ્યાદ્વાદની સુદર સુધાથી જૈનીઓ વિકલ્પજાલોના શીકાર નથી બનતા પણ અમરતા અનુભવે છે

**અનેકાંત**

નયાપેક્ષાથી આ મા નિત્ય છે, અનિત્ય છે અર્થાત્ નિત્યાનિત્ય છે સ સારના પ્રત્યેક પદાર્થોમાય આ સિદ્ધાત

અબાધિતપણે વ્યાપીને રહેલો છે એકાન્તથી કોઈ પણ પદાર્થ નિત્ય નથી અને એકાન્તથી અનિત્ય નથી. એવો સર્વજ્ઞનો અટલ અને અડોલ સિદ્ધાંત છે. અને તે સત્યજ છે. કારણ કે એકાન્તથી નિત્યાનિત્ય માનતાં મત-ભેદોનો સમન્વય કદીય થાય નહીં. ભિન્ન ભિન્ન મતોનો સમન્વય કરી આપનાર ફક્ત અનેકાન્તજ અમોઘ શસ્ત્ર છે. "દ્રવ્ય-ગુણ અને પર્યાય" રૂપ વસ્તુ હોય છે વળી દ્રવ્ય રૂપે વસ્તુ ધ્રુવ છે, પર્યાય રૂપે ઉત્પન્ન થાય છે અને વિનાશ પામે છે, પણ એકાન્તથી કદીય કોઈ દ્રવ્ય એક સ્વરૂપ રહેતુંજ નથી કારણ કે હરેક દ્રવ્યના પર્યાયોમાં પરિવર્તન સમયે સમયે સાપેક્ષરીત્યા થયાજ કરે છે.

## નિત્યાનિત્ય :

આત્મદ્રવ્ય સ્વપ્રદેશની અપેક્ષાએ, જ્ઞાનની અનંત સત્તાની અપેક્ષાએ સદૈવ છે, નિત્ય છે, કર્મ-આવરણોની બાધાને લેઈને અનંત-જ્ઞાનદર્શનાદિમાં સત્તાની ખામી નથીજ પણ ઉદય ભાવમાં તે આવરાય છે, જેમ કોઇ શેઠ કરોડો સોના મ્હોરો ઘરના કોઈ સ્થળમાં અપાયરક્ષણાર્થ દાટી દીધી પછી મગજશકિત ક્ષીણ થવાથી તે સ્થળને ભૂલી ગયો. કર્મના અશુભોદયથી બહારની લક્ષ્મી સમસ્ત પૂર્ણ થઈ-ખલાસ થઇ ગઈ. વિચારે છે કે, દાટેલી ઘણી છે પણ એ સ્થળ યાદ ન હોવાથી કંગાલિયત ભોગવવી પડે છે. તેમ આત્માની સત્તામાં જ્ઞાનદર્શનાદિ મહા ઋદ્ધિ છે, અખૂટ ખજાનો છે. પણ કર્મના ઢાંકણથી તે ઉદયમાં

આવતું નથી. હવે કર્મો જેમ જેમ નિર્જરતાં જાય છે, તેમ તેમ તે સત્તાની ઋદ્ધિ સ્મરણમાં આવે છે અને પ્રગટ થતી જાય છે. આત્મ દ્રવ્ય, કદીય નાશ થતું નથી. અગ્નિથી બળે નહીં, જલથી ભીંજાય નહીં, શસ્ત્રથી કપાય નહીં, અનંતકાલથી છે અને અનંતકાલ રહેશે. એ નિત્ય છે, ઉત્પત્તિમંત નથી. એટલે એ દ્રવ્યનો વિનાશ કદીય થાય જ કેમ? પણ પર્યાયોની અપેક્ષાએ અનિત્ય છે. જેમ સુવર્ણનાં અનેક તરેહનાં ઘરેણાં બનાવ્યાં, તે તૂટતાં, તે સોનું કાયમ રહે છે, તેમ વિવિધ ગતિઓના ગમનાગમનથી આત્મા અનિત્ય રહે છે, કારણ કે ગતિ નિમિત્તે ધારણ કરેલું દેહ વિનાશ પામે છે. આત્મા અન્ય સ્થળમાં જાય છે, દેહાપેક્ષાયા આત્મા અનિત્ય છે અને પર્યાયોની ફેરફારીમાં, દેખાવમાં ગુણોમાં પણ વિકાર આવતાં વિભાવદશા એટલે ગુણો જુદા જુદા દેખાય છે. બાકી સત્તામાં ફેરફાર નથી થતો. જેમ એક દીપક સળગે છે એની જ્યોતનો પ્રકાશ ઉજ્જવલ કિરણો પસારે છે, પણ દીપક પર જેવા કલરનો-રંગનો કાચ ઢંકાય તેવો રંગ, દીપકમાં કિરણો પકડે છે. પણ સત્તામા તો મૂલસ્વરૂપજ હોય છે એમાં ફેરફાર નથી થતો. તેવો રીતે આત્મા, મૂલગુણ-સ્વરૂપને છોડે નહીં પણ ઉપાધિથી તેની વિચિત્રતાઓ અનુભવાય છે. દ્રવ્યથી નિત્ય છે, પર્યાયોથી અનિત્ય છે. દ્રવ્ય અને પર્યાય ઉભયરૂપે વસ્તુની નિત્યાનિત્યતાની સિદ્ધિ થઈ જાય છે.

આત્માની સિદ્ધિ તો આજ્ઞાસિદ્ધ જેવી જ છે. પણ

કેટલાક કુતર્ક–વાદીઓના કુતર્કોને નિકંદન કરવા શાસ્ત્રોમાં અનેક સુયુક્તિઓ મહાપુરૂષોએ કરૂણાભાવથી લખેલી છે. જે વાચક-મહાશયોને ઉંડી અસર કરવા સાથે તત્ત્વાર્થ-શ્રદ્ધાન પેદા કરે છે.

સંસાર-મૂલ :

કોઇ પણ ભૂમિ પર બીજારોપણ સીવાય અંકુરાઓનો પ્રાદુર્ભાવ થતો નથી. બીજારોપણ સમયે બીજ નાનું હોય છે. પણ ધીમે ધીમે મોટા વૃક્ષનું રૂપક એ પકડે છે. અને એ વૃક્ષ, લાખ્ખો બીજોને જન્મ આપે છે. કોઈ પ્રશ્ન કરે કે દુનીયામાં પહેલાં બીજ જ હશે ? પછી વૃક્ષ, થયું હશે ! પણ ભલા વૃક્ષ સીવાય ફલ ન હોય ! ફલ સીવાય બીજ ન હોય ! તો પછી એની વિચારણાનો અંત કયાં? તેમ અનાદિથી પહેલો આત્મા કે કર્મ ? આ પ્રશ્નનો જવાબ એટલોજ છે કે, કર્મ અને આત્માની સંયોજિતતા કયારની છે ? એ તો બીજ અને વૃક્ષ જેવી વાત છે. હાં બીજ દગ્ધ થઈ જાય-ભસ્મ થઈ જાય પછી અંકુરાનો અભાવ સ્વતઃ થઈ જાય છે. તેમ કર્મ, સંસારનું બીજ છે અને ગતિઓનું ભ્રમણ તેનું ફલ છે. એક ફલ લાખ્ખો બીજ ઉભાં કરી નાંખે છે. તો મૂલ-બીજ કર્મ, નાશ થયું તો સંસારનો અભાવ થતાં આત્મા, મુક્તિધામાધિવાસી બની જાય છે. પછી ભ્રમણ ટકી શકતું નથી અને આપ-સ્વભાવમાં આત્મા અવ્યાબાધ-અનંત સુખનો ભોકતા બની જાય છે.

અધ્યાત્મ :

કોઇ વ્યક્તિને ત્યાં કોઈ બાલ જન્મે છે ત્યારે સૌ

ભેગા મળીને મહોત્સવ કરે છે, હર્ષ વધાઈ મનાવે છે. જેમ જેમ એ મોટો થાય છે તેમ તેમ મા-બાપો હર્ષાન્વિત બને છે. અને જ્યારે પુત્ર-જન્મ દિવસ આવે ત્યારે મિષ્ટ ભોજનો જમે છે. ભલા વિચારો કે, નાનો કોણ હતો અને મોટો કોણ થયો ? આત્મા તો યથાવસ્થિતજ છે. પણ માનવનો મળેલો દેહ સ્થૂલ બન્યો અને ધીમે ધીમે વૃદ્ધ થાય છે. બાલ, યુવાન અને વૃદ્ધ એ દેહ બને છે, આત્માને તો નથી બચપણ કે નથી તરૂણતા કે નથી જીર્ણતા. આ ઉપાધિના પર્યાયો છે અને પર્યાયાપેક્ષાથી સત્ય છે.

માનવો અધ્યાત્મવિદ્યાથી વિહીન હોવાથી નાનો બાલ મોટો થાય ત્યારે મોટો થયો એમ કલ્પના કરે છે પણ માનવ-જીવનની અમૂલ્ય તકમાંથી સમયો ઓછા થયા એટલે આયુષ્યમાંથી ઓછો થાય છે. વાસ્તવિક સત્યતાને પીછાનનારાઓની સંખ્યા વિરલ હોય છે અધ્યાત્મ-વિદ્યાવિશારદો વધે તો આજના સંસારમાં જે આત્માની બાહ્ય-કલ્પનાઓ છે, એ સમૂલ વિનાશ પામે !

શરીરો એ અનાજ ભરેલા કોથળા જેવાં છે. અનાજ નીકળતાં કોથળા ખાલી પડે છે તેમ શરીરમાં વ્યાપીને રહેલો આત્મા નીકળતા શરીરથેલો પડયો રહે છે, એની કંઇજ કિંમત નથી.

'આત્મા'નો પ્રત્યક્ષ પ્રમાણથી અનુભવ કરવો હોય તો એક દલીલ છે કે, એક માનવીને 'દુઃખ આવતાં ગભરાઇ જાય' છે. મરણનું નામ સાંભળતાં ગાભરો બની

જાય છે. કોઈ ભવિષ્ય-વેત્તા થોડા દિવસ પછી આવવાની આપત્તિ જણાવે ત્યાં તો આપત્તિના સ્પર્શ વિનાજ બાવરો બની જાય છે અને સમીપમાં રહેલાં, માનેલાં વિપુલ વિલાસ-સાધનો પર ફીટકાર, તિરસ્કાર છૂટે છે. 'દુઃખ નથી રૂચતું, સુખ મેળવવાની તીવ્રતમ કામના' એ કંઈ જડના ગુણો નથી! એક વ્યક્તિના પર તાર આવે કે, તમોને લોટરીમાં એક લાખ રૂપૈયા મલશે! તમારો નંબર પહેલો આવ્યો છે! બસ હજુ રૂપૈયા હાથમાં નથી આવ્યા પણ સુખના સાધનની કલ્પના છે. અને તે હજુ મલ્યા નથી પણ મલશે. એ શબ્દથી એના આત્મામાં ન કલ્પેલો આનંદ અનુભવાય છે. ઘેલછા જેવું દશ્ય બની જાય છે. એ સુખ અને દુઃખની કલ્પનામાત્રથી વિહ્લ દશા અને પ્રમુદિત દશા એ સાચી રીતે આત્મામાંજ છે. જડ લાકડાને કાપો તો તેને કંઈ વેદના થતી નથી. કોઇ પત્થરને કંકુથી પૂજો તો એ પ્રમોદિત થતો નથી. આથી ચોક્કસ પ્રત્યક્ષ પ્રમાણ જેવુંજ અનુભવાય છે કે, આત્માને જ હિતા-હિત ચિંતવનની સંજ્ઞા સંકેત-પરિજ્ઞા છે.

## વિવિધ મતો

બૌદ્ધ-મતની માન્યતા પ્રમાણે આત્મા ક્ષણિક છે. તો પછી કોઇ જાતની વ્યવસ્થા સચવાય કેવી રીતે? જન્મ્યો બીજો આત્મા, શરીરના ભોગો બીજો આત્મા ભોગવે અને મૃત્યુ પણ ત્રીજોજ આત્મા પામે છે. એટલે ક્ષણિક-વાદથી મોક્ષ કયો આત્મા પામે એ પણ નિર્ણય ન થઇ શકે!

સાંખ્ય-મતની અપેક્ષાએ આત્મા કંઈજ કરતો નથી। પ્રકૃતિજ કર્ત્રી માની છે. એ મત પણ અવાસ્તવિક લાગે છે. કારણકે પ્રકૃતિ પણ જડ તો નિષ્ક્રિય હોય છે. તો પછી આત્માને લાગે વળગે શું? આકાશમાં ગમે તેટલો કચરો ઉડે પણ આકાશને શું વળગે? આત્મા કર્તા હોય તો જ પ્રકૃતિ કર્ત્રી બની શકે છે. એટલે એ મત પણ માન્ય થાય તેવો નથી.

વેદાંતીઓ આત્માને ઈશ્વરના અંશરૂપ માને છે ઈશ્વરે સંસાર સર્જ્યો છે. અને આ આત્માના અંશોને માયાથી લિપ્ત બનાવ્યા છે. માયા ધ્વંસ થતાં એ અંશો ઈશ્વરાત્મામાં તન્મય બને છે. એવી કલ્પના છે. વળી એક મત એમ કહે છે કે, ગુણ નાશ થતાં મુક્તિ મળે છે. એટલે કે આત્મા શૂન્ય બનેલો અને એ જ મુક્તિ, જ્ઞાનાદિનો નાશ એ પણ મોક્ષ આ વાતો કોઈપણ મતિમંતને માનવામાં ન આવે। કેમકે ઈશ્વર જગતને રચે શા માટે? ઈશ્વરના અંશો નિર્મલ છે તો માયામાં લિપ્ત શા માટે કર્યા? ઈશ્વર શું બાલ છે? લીલા-ગ્રસ્ત છે? જેથી આવી ક્લિષ્ટ-લીલાઓ કરે છે. અથવા રાગ-દ્વેષથી ભરેલો છે? આ મતની માન્યતા પણ માત્ર ભ્રાન્તિજ છે. શૂન્ય-જ્ઞાનસુખઆદિથી રહિત આત્માને મુક્તિ-ગત માનવાથી પણ જડત્વજ સિદ્ધ થાય છે એટલે આત્મા ભિન્ન છે, સ્વતંત્ર છે, અકર્મા બનતાં મોક્ષ મેળવે છે.

કોઈ નાસ્તિક મત એમ જણાવે છે કે, પૃથ્વી, જલ, તેજ, વાયુ અને આકાશ એમ પાંચ ભૂતોનો સમૂહ ભેગો

થતાં ચેતના રૂપ એક શક્તિ જન્મે છે. અને એ પાંચેયના અભાવથી તે નાશ થાય છે. હે ચાર્વાક ! એ વાત તારી અક્કલ-વગરની છે. કારણ કે કોઈ પણ ભૂતમાં ચેતનાશક્તિ જણાતી જ નથી. તો પછી સમુદાયમાં ક્યાંથી આવે ? વળી એમ વૃક્ષનું જેવું બીજ હોય તેવું વૃક્ષ થાય છે. લીંબોડીના બીજથી લીંબડો જ પેદા થાય છે, પણ પીંપળો થતો નથી એના ફ્લોના સ્વાદમાંય પણ અસમાનતા હોય છે. તેમ ભૂતથી માનવને ચેતના જન્મી એમ માનવામાં આવે તો પછી સોમાં તારતમ્યતા શાથી દેખાય છે ? કોઈને રહેવાનું મકાન નથી. કોઈને પહેરવાનાં કપડાં નથી. કોઈને ખાવાને અનાજ નથી. અને કોઈને જરૂરથી વધારે મકાનો છે. કોઈને જરૂરથી વધારે કપડાં અને અનાજ છે. અને વળી કોઈ બુદ્ધિશાળી છે, કોઈ ઠોઠ છે. આ સઘળુંય કોઈ ચેતન-પ્રેરણાના પ્રતાપે થાય એમ ચોક્કસ બુદ્ધિશાળીઓ સમજે છે. અને તેજ આત્મા છે.

જો આત્માને પવન માનો તો ઘણીજ બાધા થાય છે. કારણ કે, પવન દીવાલ વિગેરેથી રોકાય છે. જ્યારે આત્મા ગમે ત્યાં બાધારહિત ચાલ્યો જાય છે. પવનથીય સૂક્ષ્મતર આત્મા છે અને અમૂર્ત છે. ઈન્દ્રિયગમ્ય નથી. પણ અતીન્દ્રિયગમ્ય છે. આત્માજ આત્માને જાણે છે. જેમ પરમાણુને આપણે જોઈ શકતા નથી પણ તેનું કાર્ય, તેનો સમુદાય ભેગો થતાં દેખાઈ આવે છે. અને ન દેખાય તે ન માને તો પછી પરમાણુને માનવાનું કારણ શું ? એ

ઇન્દ્રિયગમ્ય નથી જ. તેવી રીતે આત્મા દેખાય નહીં પણ તેનું કાર્ય દેહદ્વારા જણાઈ આવે છે એ પ્રત્યક્ષ જ છે.

કોઈ મરેલ પ્રેતાત્માઓ ભૂત થયેલા જણાઈ આવે છે. અને ઘણા સ્થળોમાં એના પ્રત્યક્ષ પ્રમાણો જોવાં જાણવા મલે છે. વળી પૂર્વભવોના જ્ઞાનવાળાઓ પણ આ સમયમાં સંભળાય છે. અને તે ઘણા સુધારકોએ તેનો નિર્ણય કર્યો છે. એ જગજાહેર વાતો છે.

જ્ઞાન દર્પણ :

આત્મા છે એમ અનેક દૃષ્ટાંતોથી અને તર્કોથી, અનેક મતોથી, અનેક પ્રમાણોથી, સાબિત થયું. હવે કોઈ આત્મ-વિષયમાં શંકા રહે એવું નથી. છતાંય જૈન સિદ્ધાંતો પ્રમાણે આત્મ-માન્યતા સમ્યગ્ છે. કોઈ કુતર્કથી તેમાં જરાય બાધા પહોંચે તેમ નથી. સર્વજ્ઞોનું જ્ઞાન, દર્પણ જેવું છે જેના જ્ઞાનમાં અખિલ વિશ્વ પ્રતિબિંબિત થઈ જાય છે. અને પોતે જન-કલ્યાણાર્થે અસંખ્ય પ્રાણીઓને કહે છે કે, આત્મા છે. આત્મા જેવાં બીજાં પાંચ દ્રવ્યો પણ છે. આત્મા ચેતનાવાળો છે. અન્ય દ્રવ્યો ધર્માસ્તિકાય, અધર્માસ્તિ-કાય, આકાશાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય અને કાલ છે. તે જડ છે. ચેતના શૂન્ય છે ચેતન અને જડની પ્રરૂપણામાં જગત અખિલ આવી જાય છે.

જૈન સિદ્ધાંતોમાં આત્માને સ્વતંત્ર માન્યો છે. એક શરીરમાં એક જીવ હોય છે. અને અનંત-કાયમાં એક શરીરમાં અનંત જીવ હોય છે. પણ હરેકના આત્મ-પ્રદેશો, જુદાજુદા

હોય છે. દરેકનાં કર્મો જુદાં હોય, તેથી રહેવો જુદાં જુદાં ભોગવવા પડે છે. કદીય એક આત્મા બીજા આત્માના પ્રદેશમાં એકમેક થઈ જતો નથી. કોઈની વેદનાનો બીજા કોઈ આત્માને અનુભવ થતો નથી. જડ અને ચેતનાત્મા અનંતકાલથી ભેગાં રહે છે. એક પણ આત્મ-પ્રદેશ જડ બનતો નથી અને કર્મો જડ તે ચેતનરૂપ બનતાં નથી. જેમ માટી અને સોનું, અનાદિથી ભેગાં રહે છે, પણ સોનું માટી રૂપ થતું નથી અને માટી સોના રૂપ બનતી નથી. તેમ આત્મા અનંતકાલથી જડ-સંગમાં છે. પણ એના એક પણ પ્રદેશમાં જડતા પ્રવેશતી જ નથી. એવો આત્માનો સ્વભાવ છે. અને એવો જડનો સ્વભાવ છે.

કાર્ય-કારણ ભાવના યોગે જડ, ચેતનને વિકારી બનાવે, વિભાવ-ભાવમાં યોજે, સ્વરૂપનું વિસ્મરણ કરાવે! પણ મૂલ સત્તાના પ્રદેશોને પરિવર્તન ન જ કરી શકે! અને આત્મપ્રદેશો જડસંગથી જડ બનતા જાય અને જડ-પરમાણુઓ ચેતન બનતા જાય તો પછી દુનીયામાં સઘળાય જડો આત્મા બની જાય અને સઘળાય આત્મા જડત્વને પામે! પછી કોઈ પણ દેવ, કે શાસ્ત્રની આવશ્યક્તા રહેતી જ નથી ને!

આત્મ-પરિણામ :

એટલે ગમે તે ગતિમાં આત્મા હોય, સૂક્ષ્મમાં સૂક્ષ્મ અંગુલના અસંખ્યાતમા ભાગ જેવડા શરીરનો ધારી બને પણ એના જ્ઞાનનો અનંતમો ભાગ ત્યાં ખૂલ્લો રહે જ છે. અને એ

આત્મા અનેક દેહાવર્તો કરતો માનવ થાય ત્યારે જ્ઞાના-વરણીયનો ક્ષયોપશમ વધારે પામવાથી હિતાહિત પ્રવૃત્તિ-નિવૃત્તિ કરતો થઈ જાય છે. આત્માને તો જેવું દેહ-સાધન મલે તેવી પરિસ્થિતિને પામતો જાય છે જેમાં સાધનો મલે તેવી પ્રવૃત્તિ કર્મ પ્રેરણાથી કરતો જ રહે છે. તેવો સ્વભાવ પણ આપોઆપ પેદા થતો જ જાય છે. એક આત્મા રાસભયોનિમાં જાય છે ત્યાં તે ભૂંકવાના સ્વભાવને ધારણ કરે છે. અને તેજ આત્મા બીલાડીની ગતિમાં જાય ત્યાં ક્રૂરતા, કટુતા, હિંસક વૃત્તિ ધારણ કરે જ છે. અને એજ આત્મા પારેવામાં જાય ત્યાં કોમળતા, ભોળપણ આદિ ધારણ કરે છે. અને એજ આત્મા દેવ થાય તો ત્યાં દેવત્વયોગ્ય સ્વભાવને ધારી લે છે વળી એ આત્મા નારક ગતિમાં જતાં નારકીના જીવોનો સ્વભાવ ધારીજ લ્યે છે અને માનવ થાય તો માનવીય સ્વભાવ ધારે છે. અને એજ આત્મા એકેન્દ્રિયાદિ ગતિઓમાં જતાં તદ્રૂપ સ્વભાવ ધારી લે છે આથી સાબિત થાય છે કે, આત્મા શુદ્ધ સ્વરૂપી હોવા છતાંય સંયોગવિવશ સ્વરૂપને ભુલે છે. પર-રૂપને સ્વરૂપ માનવા પ્રેરાય છે. અને પરત્વમાં એવો તન્મય બને કે, પર-ઉપાધિજન્ય જડોને સ્વ સમજે છે. એથી અપકૃત્યો કરતા ચુકતો નથી. અને કૃત્યાકૃત્યોના કરવાથી શુભાશુભ કર્મ બંધનોદયકાલમાં ઇષ્ટાનિષ્ટ સંયોગોને મેળવતો જાય છે અને સુખ તથા દુઃખની એક માન્યતા જ અનુભવે છે. સુખમાં આનંદ માને છે, દુઃખમાં આકુલતા અનુભવે છે, પણ આનંદાનુભવ—

અને દુઃખાકુલતા એ કંઈ સત્ય નથી. પણ જીવની એક કલ્પના છે.

અતૃપ્તિ—

આ કલ્પનાથી જીવને વિપુલ સુખનાં સાધનો મલે છતાંય એ અતૃપ્ત જ રહે છે, અસંતોષી અને અવિશ્વાસુ જ રહે છે, કારણ કે જડશક્તિથી મેળવેલું સુખ ક્ષણિક અને દુઃખમૂલક છે. અને ઈષ્ટના વિયોગનું દુઃખ એ પણ કાલ્પનિક છે. કારણ કે જેને આજે ઈષ્ટ માને છે તે કાલે અનિષ્ટ બની જાય છે, આજે અનિષ્ટ માનેલો પદાર્થ આવતી કાલે ઇષ્ટ બની જાય છે, ઈષ્ટાનિષ્ટની કલ્પના સ્વાર્થવ્યાપી હોવાથી દુઃખાકુલતા પણ પોતેજ પેદા કરીને મૂઢ જીવ, મુંઝવણમાં પડી જાય છે. આ આત્મા સત્યતાનો ગ્રાહક બને, સત્યતાનો જ્ઞાતા બને, પ્રત્યેક પદાર્થોને યથાર્થતાથી ઓળખતો થાય તો તે ધીમે ધીમે ક્રમિક–વિકાસ પ્રાપ્ત કરતો જાય છે. અને જે કર્મ–જનિત ભ્રમણો છે, તે દૂર થતાં જાય છે. શ્રેયોમાર્ગાનુગામી બની જાય છે. અને શ્રેય–શ્રેયનેજ આદરે છે અને અનિષ્ટ અને કુમતિક કાર્યો પ્રતિ નફરત કરે છે.

અનંત વર્ગણાઓ—

કર્મવર્ગણાઓ સંસારના તમામ ભાગોમાં અનંતી અનંતી અચિત ઠાંસી ઠાંસીને ભરેલી છે. અને આત્માઓ પણ ચૌદ–રાજલોકના પ્રત્યેક આકાશ પ્રદેશોમાં અનંતાનંત રહેલા છે. જ્યાં આત્માઓ છે ત્યાં ત્યાં કર્મ–વર્ગણાઓ છે. આત્માને જુનાં કર્મો ભોગવાય છે અને મૂઢપણાથી નવાં

કર્મોનું બંધન થતું જાય છે. નવાં કર્મોની બંધન યોગ્ય વર્ગણા પ્રત્યેક સ્થળેએ સ્વભાવથી જ મળી રહે છે. આ કર્મ વર્ગણાઓ રૂપી હોવા છતાં અમૂર્ત આત્માની સાથે સંબંધ કરે છે. મૂર્ત વર્ગણાઓ પણ કદી દેખવામાં આવતી નથી કારણ કે એ વર્ગણાઓ સૂક્ષ્મ છે. કર્મ-વર્ગણાઓ આત્મા સાથે સંબદ્ધ થયા પછી પ્રકૃતિ, સ્થિતિ, રસ, પ્રદેશ એના હોય છે. જે પ્રક્રિયા અવિરત ચાલુ રહે છે. કેટલાંક કર્મો બંધાય પછી સત્તામાં રહે છે. એ ગાઢ હોય છે, સ્નિગ્ધ હોય છે, લાંબી સ્થિતિવાળાં હોય છે, કટુક પરિણામોનાં જનક હોય છે. એ સ્થિતિ, પાકી થતાં વિપાકોદય રૂપ બની જાય છે. સત્તાનાં કર્મો ઉદયમાં આવતાં ફલો પ્રત્યક્ષ દેખાઇ આવે છે. એક આત્માએ અંતરાય કર્મ બાંધ્યું, હવે એ કર્મ સત્તામાં પડ્યું છે, આજે ઉદય અપેક્ષાએ શુભોદય હોવાથી ભોગનાં, ઈષ્ટ વિપુલ સાધનો અનાયાસે મેળવી લ્યે છે. પણ એ સત્તાનાં અંતરાય કર્મોનો ઉદય આવતાં, એક સમયનો મહા-સુખી સમૃદ્ધ ગણાતો, કંગાલ થઈને ટુકડા માટે ભીખ માગતો પ્રત્યક્ષ દેખાય છે. એ દયનીય દશા જોતાં પ્રત્યક્ષ ફલ દેખાય છે કે આ વ્યક્તિએ અંતરાય કર્મોનો ગાઢ બંધ કર્યો હશે ! એ આજે ઉદયમાં આવ્યાં છે. જેમ એક રોગીને કોઈ વૈદ્યે જુલાબની ગોળી ખવડાવી, એ ગોળી ખાધા પછી પેટમાં સત્તામાં રહ્યા પછી ધીમે ધીમે ગડબડાટ શરૂ થાય, પછી એનો વિપાક થતાં જુલાબ-ચાલુ થતાં અનુમાન થાય છે કે, આ માનવે જુલાબ લીધો હોવો જોઈએ. ગોળી લીધી એતો પોતે જાણતો હતો. પણ ઉદય આવતા પ્રત્યક્ષ જુલાબ રૂપી ફલ દેખાઇ આવે છે.

તેમ કર્મો સ્પૃષ્ટ, બદ્ધ, નિધત્ત અને નિકાચિત એમ ચાર પ્રકારનાં હોય છે. કેટલાંક કર્મો સ્પર્શ કરીને છુટાં પડે છે, એ સુકી ભીંત પર ધૂલ લાગ્યાની જેમ ખરી પડે છે. કેટલાંક કર્મો કંઈક ચીકાશવાળાં હોય છે જે વધારે જોરદાર ઉપાયથી છુટાં પડે છે. વળી કેટલાંક એવાં કર્મો છે જે ગુંદરની જેમ મજબૂત આત્મ-પ્રદેશો સાથે ચોંટે છે. જે છુટવામાં પ્રબલ સાધન હોય તો છુટે અને કેટલાંક તીવતમ રસવાળાં છે, જે અવશ્યમેવ ઉદયથી ભોગવવાં જ પડે છે. કર્મ-વર્ગણાઓ આત્માની સાથે ચાર પ્રકારે વળગી છે. જેથી સૂર્ય વાદળમાં ઢંકાતાં જેમ દેખાતો નથી. પણ દિવસ છે. એમ તો ગમે તેવાં શ્યામ વાદળો છાયાં હોય છતાંય એ ભાસ ટળતો નથી જ. તેમ આત્મા ગમે તેવાં કિલષ્ટ કર્મો સાથે સંબંધ કરે પણ ચેતનાનો અમુક અંશ તો ખુલ્લો રહેજ છે. જેમ જેમ વાદળો દૂર થાય તેમ તેમ પ્રકાશ વધે છે. સૂર્યનો પ્રકાશ વધારે પથરાય છે. તેમ આત્માની સાથેનાં કર્મો જેમ જેમ નિર્જરાય તેમ તેમ જ્ઞાન, દર્શન, ચારિત્ર અને વીર્યની વૃદ્ધિ થતી દેખાતી જ જાય છે. અને તદ્દન વાદળો નાબુદ થતાં સૂર્ય પૂર્ણ દેખાય છે. તેમ કર્મ જડથી નાશ થતાં આત્મા સંપૂર્ણ જ્ઞાનમય, દર્શનમય, ચારિત્રમય અને વીર્યમય પ્રગટ થાય છે. આત્મામાં નવું કંઈ પણ આવતું નથી. જે સત્તામાં હતું તે નિશ્ચયથી પૂર્ણ સ્વરૂપનો આવિર્ભાવ થયો. એજ પરમાત્મા છે. નિગોદના આત્મામાં પણ દ્રવ્યાપેક્ષાથી પરમાત્મસ્વરૂપ ધ્રુવ છે. તે સૂર્યની જેમ કર્મમલ નાશ થતાં, માનવ ભવમાં સર્વ સાધનો

મળતાં પ્રગટ ભાવે, ક્ષાયિક ભાવે, કેવલજ્ઞાનાદિ-વિભૂતિ સંલગ્ન થઇ જાય છે.

જૈન સિદ્ધાંતમાં આત્મસ્વરૂપ ઘણુંજ વિસ્તૃત બતાવ્યું છે પણ ટૂંકમાં અહીં આલેખ્યું છે. વિશેષ શ્રદ્ધેપ્સુઓએ આગમ-શાસ્ત્રોદ્વારા જાણવું.

ઘાતી કર્મોથી નિઃકર્મા બનેલો આત્મા, આયુષ્ય બાકી હોય ત્યાં સુધી આ ઔદારિક દેહમાં રહે છે. અને અનંતજ્ઞાન દ્વારા વિશ્વના પદાર્થોને જાણે જુએ છે. અને ભવ્ય પ્રાણીઓની સભામાં સત્ય તત્ત્વોને પ્રકાશે છે, કથે છે. જે જાણતાં અન્ય અનેકાત્માઓ શ્રદ્ધા પેદા કરે છે. યથાર્થ-જ્ઞાનને મેળવી સ્વકર્મના બંધનો શિથિલ કરે છે, કર્મોને તપથી નિર્જરે છે અને અનંતજ્ઞાની બને છે બહુલ-સંસારીયોને સત્યદર્શકો મળવા છતાંય તેઓનાં કથેલાં સત્યતત્ત્વો પર શ્રદ્ધા-પ્રતીતિ જામતી નથી. કર્મલઘુસંસારીયોને અનંત જ્ઞાનીના વચનપર અપૂર્વ શ્રદ્ધા જાગે છે, અને તેઓ ભવભીરૂતા પેદા કરે છે અને અશુભને ત્યાગે છે, શુભમાં આદરવાળા બને છે અને અંતમાં શુભાશુભ ઉભયનો નાશ કરીને માત્ર આત્મતત્ત્વને જ ધ્યાવે છે, જેથી અનંત જ્ઞાન મેળવે છે.

સુખ કલ્પના—

સંસારાવસ્થાને પામેલા જીવો દુઃખને નથી ચાહતા અને સુખની ઝંખના કર્યા કરે છે. પણ કદીય સંસારમાં રહેલા જીવોને સાચું સુખ મળતું નથી. કારણકે, જે સંસારાવસ્થામાં સુખ મળે છે, તે સુખ ક્ષણધ્વંસી હોય છે,

અન્યથી ઓછું હોય છે. એટલે અધુરાપણાની આકુલતા એજ દુઃખ પેદા કરે છે. રાગાદિના ઉદયે જડસંગમોમાં સુખની એ કલ્પના સર્જાય છે. પણ એજ સુખ થોડું ઓછું થાય ત્યારે ભારે વેદના જન્માવે છે અન્યો કરતાં એ સુખ ઓછું નથી હોતું પણ મલેલામાં થોડી પણ ઊણપ જીવને રૂચતી નથી. હરેક સુખ પૂર્ણ જોઈએ છીએ. હવે સાંસારિક સુખોની પૂર્ણતા કયારે થાય? એનું પ્રમાણ કેટલું? એ નિયમ કોઈએ ઘડયો નથી. એથી સાંસારિક ભોગોનાં સાધનો વિપુલ મલે છતાંય કોઈ જાતનું ત્યાં સુખ છે. એમ માનવું એ ભ્રમણા છે.

કદી માનો કે, એ સામગ્રીસંપન્નને સામાન્ય સુખ છે, પણ એ સુખ, કાયમી સુખસ્વરૂપે ભોગવાતું નથી. તરૂણાવસ્થામાં એ સુખો સુખસ્વરૂપ હતાં. પણ વાર્ધકયતાનાં ચિન્હો જણાતાં એ સુખોનાં સાધનો મનને બળાપો પેદા કરે છે. અને "હાય, હો, અરેરે," મારામાં તાકાત હોત તો આ ભોગોને એવા ભોગવત કે બીજો મારો—આસકિતગ્રસ્તનો જોટો ન જડે. સુખો ભોગવ્યા પછી પણ તૃપ્તિ તો ન જ થઈ પણ યુવાનીના ભોગવેલા મર્યાદા બહાર ભોગોનાં પ્રતાપે રોગોનો ઉદય આવ્યો અને સામગ્રી હોવા છતાંય ભોગવંચના એને આકુલતા જ પેદા કરે છે. એક દલીલથી વિચારીયે કે, કોઈ આદમી વિષમજ્વરનો રોગી છે. લોકમાં બોલાય છે કે, આ ભાઈ ઘણાજ બીમાર છે. જીવલેણ રોગ દેખાય છે! પણ કોઈ દિવસ જ્વર ઓછો થાય એટલે પોતે અને લોક માને છે કે, ભાઈને ઠીક છે. બોલે પણ છે કે,

હવે ઠીક છે. પણ પરમાર્થથી જ્વર ગયો નથી, પહેલાંના મહાદુઃખથી વર્તમાનમાં દુઃખ ઓછું છે. એટલે સુખાભાસ થાય છે. વાસ્તવિક તો જ્વર છે જ. તેવી રીતે ધનહીનને થોડું ધન મળે તો ખુશ થાય છે કે, હું સુખી થયો. પણ ક્રોડપતિ, ક્રોડમાંથી બેચાર લાખ ઓછા થતાં પોતે માને છે કે હું દુઃખી થયો. ભલા શું અઢાણું લાખ ધન ઓછું છે? ના, પણ અધીરતા જ દુઃખનું કારણ છે. હવે પાછી એને બે-પાંચ હજાર મલે તો પ્રમોદિત થાય છે.

મૂઢતા—

આથી સાબિત થાય છે કે, ધન સૌને સુખ આપે છે. અથવા ધન સુખનું સાધન છે. એમ માનવું મહામૂઢતા છે. વિશ્વના જીવો, સુખને ઈચ્છે છે. દુઃખને જરાય ઇચ્છતા નથી. ખરું, એતાં સુખ અને દુઃખ કલ્પનાજન્ય પર્યાયો છે, ધર્મો છે, આભાસો છે. સુખનું સાધન તો મંદ-કષાયિતા, રાગાભાવતા અને સંતોષિતા જ છે. પરાધીનતાથી આ જીવ અસહ્ય દુઃખોને સહી લ્યે છે અને એ દુઃખો એવાં ભયંકર હોય છે કે, માનવને એ દુઃખો આવી પડે તો હાર્ટ બંધ પડી જાય. પરવશતાથી ઘોર દુઃખો સહવાની આ આત્મામાં શકિત છે. તો સ્વવશતાથી થોડાં દુઃખો સહવાની ટેવ જો પડે તો કદીય એ ભયંકર દુઃખો મલેજ નહિં. પણ મોહનીય કર્મના વિપાકો જ એવા વિચિત્ર છે. મૂઢતા એવી હાસ્ય-કારી છે કે, બે ઘડી અચંબામાં ગરકાવ કરી નાંખે છે. જૂઓ એક ભાઈનું માથું ભારે થઈ ગયું, શરીરમાં કલતર પેદા થઈ, લોહીનું દબાણ (બ્લડપ્રેસર) થયું. આ

જવાય. જરાય ભાન કે મર્યાદા ન રહે, તો પછી એ જીવાત્માને મોક્ષ કેવી રીતે મળે ?

પદાર્થોનું યથાર્થજ્ઞાન માત્ર જ કંઈ મોક્ષમાં ન જ લઈ જાય. કારણ કે જ્ઞાન અને ક્રિયા ઉભય મુક્તિનાં સાધનો છે જ્ઞાન એટલે સમજુતી, ક્રિયા એટલે જૂઠાનો ત્યાગ અને સાચાનો સ્વીકાર. એક વ્યકિત નગર-પ્રવેશ ઇચ્છે છે. નગરના દ્વાર પાસે ઉભો ઉભો વિચારે કે, આ નગરનો દરવાજો છે. આ દરવાજાથી નગરમાં પ્રવેશ થાય છે. નગરની શોભા આદર્શ અને આકર્ષક છે. એક મહિના સુધી વિચારે અને બોલે પણ ડગલું ન ભરે તો શું નગરમાં પ્રવેશ થઇ જાય ખરો ? કદીય ન થાય તેવી રીતે આત્મા, પરમાત્મા, મોક્ષ, સાચું સુખ, સ્થિર સુખ, અનંત જ્ઞાન, દર્શન, ચારિત્ર અને વીર્યની વાતો કરીયે, ગ્રંથો વાંચીયે પણ એકેય હેય ન છોડે તો પછી રોજીંદા પાપ-વ્યાપારોના ધંધા ચીગતા વહ્યા કરે; પછી આત્મા મોક્ષ સમીપ નહી જતાં સંસારના અટપટા ચક્રાવામાં અટવાઈ જ જાય ને ?

સુંદર તક—

આવો સુંદર અવસર છે, આવી સુંદર સમજવાની સામગ્રી છે, આવી અનુકૂલતાભરી જીંદગી છે. મોક્ષના દરવાજા સમાં સમ્યક્ત્વ પેદા કરવાનાં પુષ્ટાવલંબનો અહિંયાં છે. પછી પુરૂષાર્થહીન બનો, જડ જેવો નિષ્ક્રિય બનીને પ્રમાદ-પંથમા કેમ પછડાય છે ?

એક જન્મમાં યોગ-શ્રેયો-માર્ગ સ્વીકારીને તે માર્ગમાં

ચાલી લ્યે! તો પછી આગળના જન્મોમાં આ સંસ્કારોથી બહુજ જલ્દી કલ્યાણ-પંથ મલશે અને તેનું પ્રયાણ કઠિન નહીં લાગે. તક ગુમાવે એ ગાફેલ ગણાય છે. જો કે, વ્યવહારિક કાર્યોને નક્કર કરવા આત્મા શક્તિ-બહારના પુરુષાર્થો અજમાવે છે જ. કેટલાકો સમુદ્રમાં ઝંપલાવે છે. કેટલાકો દારુણ-અટવીમાં દોટ મુકે છે. કેટલાકો અમૂલ્ય સમૃદ્ધિ સમાન જીંદગીને ગુમાવીનેય સુખી થવાની કામના સેવે છે. સર્વસ્વના ભોગે પણ મોહીને સુખ જોઈએ છીએ. એ સુખની પાછળ પુષ્કળ પુરૂષાર્થ આદરે છે. ભલા, મોક્ષના સુખ માટે કેમ પુરૂષાર્થ નથી આદરતો ? એટલે હજુ આત્માને એ પ્રતીતિ નથી કે, આ સુખો-આ સુખનાં સાધનો અસ્થિર છે, દુઃખરૂપ છે.

## સુખ-ધામ—

એક મોક્ષ જ સાચા-સુખનું ધામ છે. એને મેળવવાનો પુરૂષાર્થ જ સાચો પુરૂષાર્થ ગણાય છે કોઈ માનવી ઝેર પીવાનો શ્રમ કરે તો પરિશ્રમ દેખાય છે. પણ વાસ્તવિક એ શ્રમ અહિત-કર હોવાથી કુપુરૂષાર્થમાં જ કહેવાય.

આત્મા છે અને તે સંસારાવસ્થામાં વિવિધ દશાઓના પર્યાયને અનુભવે છે. વિભાવભાવના વિકારોથી નવી નવી કર્મ-વર્ગણાઓ આત્મા સાથે સંસ્પૃષ્ટ થની જાય છે. એ અનેક દૃષ્ટાંતોથી સિદ્ધ થઈ ચૂક્યું. હવે આત્મા અનંત સામર્થ્યવાન હોવા છતાંય ભિન્ન ભિન્ન દશામાં તન્મય બનીને કેમ ભ્રાન્ત બની જાય છે ? એ વિચારવાનું રહે છે. જો કે,

એ વિષયને સ્પષ્ટ કરતી અનેક યુક્તિઓ પહેલાં કહેવાઇ છે છતાંય જેમ વિવિધ સ્પષ્ટતા થાય તેમ તેમ વિશેષ બોધ બને છે.

આત્મ-પ્રદેશો—

આત્મા અસંખ્યાત પ્રદેશવાળો છે. પ્રત્યેક પ્રદેશોમાં અનંત જ્ઞાન-પર્યાયો છે. એક પ્રદેશમાં જેટલી તાકાત છે, એટલી સઘળાય પ્રદેશોમાં શક્તિ છે. એક પ્રદેશને જે અનુભવ થાય છે, અને જે સઘળાય પ્રદેશોને અનુભવાય છે, તે એક પ્રદેશને અને સઘળા પ્રદેશોને અનુભવ થાય છે. પણ એક માનવીને વેદનીય કર્મના ઉદયથી હાથમાં ફોલ્લો થયો. હવે હાથમાં વેદના થાય છે. એ શરીરમાં રહેલ તમામ આત્મ-પ્રદેશને અનુભવાય છે. જેમ એક ભાઇને કોઇએ અપમાનજનક શબ્દો સંભળાવ્યા જેથી કાનને વેદના ન થતાં હૈયામાં થાય છે. જે વેદનાના પ્રતાપે તમામ શરીર બેડોળ બની જાય છે. બેચેન બને છે એ સાબિત થાય છે કે, આત્મ-પ્રદેશોને એની અસર થઈ જ ગઈ.

જેથી પંચેંદ્રિય સંજ્ઞી જીવ હોવા છતાંય તમામ પ્રાણી નથી એવી દશા અનુભવાય છે. જેમ જેમ પ્રાણો ઓછા હોય તેમ તેમ જ્ઞાનાવરણીયનો ક્ષયોપશમ અલ્પ હોય છે.

આત્માના અસંખ્યાતા પ્રદેશો છે. એક એક પ્રદેશમાં અનંતી કર્મવર્ગણાઓ લાગેલી છે. એક એક કર્મવર્ગણામાં અનંતા પરમાણુઓ છે અને એક એક પરમાણુમાં અનંત પર્યાયો હોય છે. આત્માના અસંખ્યાતા પ્રદેશોમાં

કર્મ-સંચાર થઈ જાય છે. પણ મધ્ય ભાગમાં આઠ રૂચક પ્રદેશોને કર્મો અસર કરી શકતાં નથી. સદૈવ વીતરાગના આત્મપ્રદેશ જેવા એ નિર્મલ રહે છે. અને એના જ પ્રભાવે આત્મા ક્રમે કરીને વીતરાગ બને છે. આઠ પ્રદેશો નિર્મલ હોવાથી જ ચૈતનાલક્ષણ જીવમાં સદૈવ રહે છે. સૂક્ષ્મ નિગોદના જીવોને પણ અવ્યક્તપણે સુખદુઃખનો અનુભવ હોય છે. એમ ન હોય તો જડત્વ અને ચેતનત્વમાં ફેરફાર શું માનવો ?

શાસ્ત્રકારોએ તો એકેંદ્રિયથી લેઈને પંચેંદ્રિય સુધીનાં જીવ-શરીરોમાં નાનાવિધ જ્ઞાનદર્શક ચેષ્ટાઓ સિદ્ધ કરી બતાવી જ છે. વનસ્પતિમાં આહાર લેવાની, નિદ્રા લેવાની, ભયની અને પરિગ્રહની, મૈથુનની સંજ્ઞાઓ પ્રત્યક્ષરૂપ દેખાય છે. બેઇંદ્રિય તો શંખ-કોડાદિ તો પ્રત્યક્ષ હાલતા ચાલતા જીવો દેખાય છે. તડકેથી છાંયડામાં આવવું વિગેરે ત્રસ જીવોમાં પ્રક્રિયાઓ અનુભવાય છે જ. એટલે જીવ, કર્મવિવશ, સૂક્ષ્મ-બાદર ત્રસ-સ્થાવર સંજ્ઞી-અસંજ્ઞી રૂપ બને છે. નાનાવિધ દેહો ધરે છે. અને સઘળાય સુખને ઇચ્છે છે. જેટલું મળે તેટલું સુખ મેળવવા શક્ય પ્રયાસ કરતોજ રહે છે. દુઃખનો નાશ કરવાનો પુરૂષાર્થ કર્યા કરે છે.

છ દ્રવ્યો સર્વજ્ઞોએ દર્શાવ્યાં છે. એમાં જીવાસ્તિકાય સિવાય અન્યો જડ છે. પણ તેઓ સ્વભાવથી સ્વસ્વકાર્યો કર્યા કરે છે. જડ છે પણ તેમાં સ્વભાવ છે, કારણ કે દુનીયાનાં તમામ દ્રવ્યો ધર્મ-સ્વભાવયુક્ત છે. જેમ મરચાં ખાવાથી

ગરમી થાય છે, શુંઠ ખાવાથી વાત શમે છે, હરડે ખાવાથી કફ શમે છે, લીંબુ વિગેરે ખાવાથી પિત્ત શમે છે. તેમ વસ્તુઓ માત્ર સ્વસ્વભાવને છોડતી નથી. કાર્ય પૂર્વેજ જાય છે.

**અમૂર્ત પર મૂર્તની અસર—**

આજે કોઈ એમ કહે છે કે, કર્મો જડ છે, એ કંઈ પણ આત્માને અસર પહોંચાડી શકતાં નથી, તો તેને મિથ્યાભાષી ગણવો કે કેમ ? જો કર્મો કંઇ જ ન કરતાં હોય તો આત્માને સંસારમાં રહેવાનું નિમિત્ત શું છે ?

જો આત્માનો સ્વભાવ એમ કહેયો તોય મિથ્યાભાષી છો. કારણ કે આત્મ-સ્વભાવ તો મુક્તિ જ છે. પણ કર્મની અસરથી આત્મામાં ભ્રાન્તિ પેદા થાય છે, રાગ-દ્વેષના પરિણામો જન્મે છે એટલે જુનાં કર્મોના ઉદયે અસમભાવે વેદતાં નવાં કર્મોની અનંતી નવી વર્ગણાઓ આત્માની સાથે વળગી જાય છે. અણુસમજુ સાત સાંધે અને તેર તૂટી જાય એવી દશા મૂઢ જીવોની થઇ રહી છે. એમાં કંઇ જ શંકા નથી. અનાત્મતત્ત્વ આત્મતત્ત્વને ભારે આઘાત-પ્રત્યાઘાત પહોંચાડે છે. હાં, અપેક્ષ થી અધ્યાત્મ-ભાવનો વિચાર કરો કે, આત્મા સિદ્ધ છે, બુદ્ધ છે, નિરંજન છે. પણ આ કર્મના ખાડામાં અટવાઈ ગયો છે એને મુક્ત કરવા પ્રબલ-પુરુષાર્થની જરૂર છે. પણ સંસારી આત્મા હું સિદ્ધ સ્વરૂપ જ છું એમ માની એકાન્તથી પ્રવર્તે તો તે પણ જૈન મતમાં ગણાવા છતાંય મહા-મિથ્યાત્વમાં ગણાય છે.

હા, દ્રવ્યથી આત્મા નિત્ય છે, શુદ્ધ છે પણ પર્યાયોથી

આજે સંસારી છે. કર્માદેશ પ્રમાણે નાચી રહ્યો છે. કદાચ તમે નિશ્ચય નયને જ વળગો અને અન્ય નયોને ન માનો તો તમારે તો કોઈ જ પ્રયાસની કે ક્રિયાની જરૂર જ નથી. નિશ્ચયનય તો આત્માને પૂર્ણ સ્વરૂપે આત્મા પ્રવર્તતો હોય ત્યારે જ આત્માને આત્મા માને છે. શુદ્ધ શબ્દગ્રાહી એ નયથી તો તમો અનાત્મા છો, જડ છો જ્યારે કેવળજ્ઞાન થાય ત્યારે માનવું કે હું આત્મા છું. પણ એ નય માત્ર જ પકડો તો ચાલે તેમ નથી જ. નિશ્ચયને મનમાં સમજી વ્યવહારને આચરતાં જ મુક્તિ મળે છે અને એ જ વીત-રાગ માર્ગ છે કેટલાકો એમ માને છે કે, ભવ-સ્થિતિ પરિપાક થતાં આપો આપ આત્મા મુક્તિ મેળવશે. પ્રયાસ કે ક્રિયાઓની જરૂર જ નથી.

મુક્તિ-દ્વાર—

આ મત પણ મૂઢજલ્પન જેવો છે કારણ કે, વીત-રાગ દેવોએ પોતે પણ સંસાર ત્યાગીને સંયમ સ્વ કાર્યું છે. અને મહા-યોગી બનીને ઘોર તપો આદર્યા છે. વળ ગણ ધર ભગવાને પણ છઠ્ઠને પારણે છઠ્ઠનો તપ કર્યો છે. જો ભવપરિસ્થિતિ પર જ નિર્ધાર હોત તો તીર્થંકર ભગવાનો જ્ઞાની હતા. ગણધર ભગવંતો શ્રુતકેવલી હતા, છતાંય તપ, જપ, આવશ્યક ક્રિયાઓ શા માટે આદરવા હતા? આથી તો એક જ વાત સિદ્ધ થાય છે કે, છ દ્રવ્યોમાં આત્મ-દ્રવ્ય જેમ ચેતનાયુક્ત છે, તેમ અનાત્મદ્રવ્યો પણ કોઇને કોઈ સ્વભાવવાળાં જ છે. અને એ સ્વભાવ પ્રમાણે સ્વકાર્ય

કપેંજ જાય છે. સિદ્ધાંતમાં કહ્યું છે કે, કોઇ સમય કર્મ બળવાન બનીને આત્માને દબાવે છે, કોઇ સમય આત્મા વીર્ય ફોરવવાથી બળવાન બને છે તો કર્મના ભુક્કા ઉડાવી દે છે. તો છયે દ્રવ્યો સ્વભાવને ભજે છે. આત્મ-દ્રવ્યને અનાત્મ-દ્રવ્યો સંકળાઇ નાંખે છે, જેથી આત્મા સંસાર અવસ્થામાં મુંઝાય છે. અને સત્ય સ્વરૂપને નથી મેળવતો.! હે પ્રાણી! સંસારમાં રહેલો પણ વીતરાગના માર્ગનો અનુભવી થા-જ્ઞાની થા-આચરનારો થા-પ્રતીતિવાળો થા; વ તરાગકથિત ક્રિયાઓનો કર્તા અને અનંતાવ્યાબાધ સુખનો ભોક્તા થા! અનંત-અચલ-અજર-અમર-અનીહ-નિરાક સ્વજ્યોતિર્મય, તેજોધામ મોક્ષવાળો, કૃતકૃત્ય, નિષ્ઠિતાર્થ હે પ્રાણી! તું બની જા! પછી તારે નથી યોગ કે નથી ક્રિયા!

## —દ્વિતીય વિભાગ—

ચૈતન્ય—

સંસારમાં જડદ્રવ્યો પણ ચેતનની ઉપર કોઇ જુદી જ ભાત પાડે છે; ચેતનની અપૂર્વ શક્તિને ઢાંકી દે છે. વીત-રાગ પરમાત્માએ કેવળજ્ઞાન પેદા કરીને આત્મા અને અનાત્માના ધર્મો દર્શાવ્યા છે. જે ત્રણેય કાળમાં પલટાય નહીં. પણ બાહ્યોપાધિથી સ્વધર્મો ઘેરાઇ જાય એટલે દ્રવ્ય જુદા રૂપે દેખાય છે. જેમ કોઇ વ્યક્તિને સિંહ-ચર્મ પહેરાવીને સુવાડયો હોય તો સાચું સ્વરૂપ નહિ જાણનારને માનવ પણ સિંહ તુલ્ય કલ્પાઇ જાય. પણ એ સાચા સ્વરૂપને જણાવનાર તેના સાચા ચેત્તાઓ સર્વજ્ઞ વિના કોઇ અન્ય ન હોઇ શકે. અથવા સર્વજ્ઞના જ્ઞાનના અભ્યાસી શ્રુતજ્ઞાનીઓ આગમશાસ્ત્રાનુસાર તે દર્શાવી શકે.

શુદ્ધિ—

જેમ અનેક રંગોના મિશ્રણથી એક કર્બુર-કાબર ચીતરો રંગ જન્મે છે, તેમ ઘણાં દ્રવ્યો ભેગાં થતાં જગમાં વિવિધતાએ દેખાતી જાય છે. બાકી મૂળ રંગોમાં કંઈ જ ફેરફાર થતો નથી જ. કોઈ પ્રયોગ-નિષ્ણાત હોય તો તમામ રંગોને હતા તેવા જુદા પાડી શકે છે અને મૂળ દ્રવ્ય સ્વભાવને મુકતું નથી, તેમ આત્મા જગતના સંયોગોમાં સંબંધિત થાય છે. અને એ સંબંધો દૂર થતાં મૂળ સ્વરૂપને પેદા કરે છે. વીતરાગે વિશ્વરચનાનું સ્વરૂપ દર્શાવતા જણાવ્યું કે, છ દ્રવ્યોથી વિશ્વ ચાલે છે.

દ્રવ્યો—

૧ જીવાસ્તિકાય—આ દ્રવ્ય સત્ છે અને તે અનંત છે. એના બે પ્રકાર છે સંસારી અને મોક્ષવાસી. સંસારી જીવો સકર્મા સક્રિય છે. નિત્ય, કર્મકર્તા છે. વિવિધ પ્રકારનાં નિમિત્તો મેળવીને વિવિધ દશાઓનો અનુભવ કરે છે. જીવ સૂક્ષ્મ અને બાદર છે. સૂક્ષ્મ જીવો ચર્મચક્ષુથી અગમ્ય છે. અને બાદરમાં પણ કેટલાક જીવો એવા છે કે, સૂક્ષ્મતર છે. અનંત જીવોનું એક શરીર બનેલું હોય છે. જેમ કંદ-મૂલ, સેવાલ વિગેરે. અને વનસ્પિતકાયની નિશ્રામાં પણ ભીંજાસના કારણથી અનંત જીવોની ઉત્પત્તિ થાય છે તે જીવો પણ સૂક્ષ્મ છે.

૨. ધર્માસ્તિકાય—મકાનમાં જેમ ધુમાડો ભર્યો હોય તેમ અખિલ વિશ્વના ધર્માસ્તિકાય નામનું દ્રવ્ય ભરેલું

છે. જે દ્રવ્ય, કોઈપણ દ્રવ્યના સંચારમાં બાધક થતું નથી. જે દ્રવ્યનો સ્વભાવ જ એવો છે કે, ગમન કરતા દ્રવ્યને ગમનમાં મદદગાર બને છે. માનવો જે ચાલે છે, તેને ચાલવામાં સહાય આપવાનું એ દ્રવ્યનું કામ છે. આત્મા જેવી વસ્તુને પણ ગતિ–આગતિમાં જતાં આવતાં એજ નિમિત્ત બને છે. ચૌદ રાજલોકમાં જીવ તથા અન્ય પુદ્ગલોને ગતિ કરવામાં કામ આવનાર આ ષડ્ દ્રવ્યો પૈકી બીજું દ્રવ્ય છે. અને ચર્મ–ચક્ષુથી દેખાતું નથી, પણ કાર્યને જોવાથી એ સિદ્ધ થાય છે. પુદ્ગલોની ગતિ છે તો તેમાં સહાયક કોઈ દ્રવ્ય હોવું જ જોઈએ. એ દ્રવ્ય પ્રત્યેક સ્થળોમાં છે. એની સત્તા ધ્રુવ છે અને અક્રિય છે.

૩ અધર્માસ્તિકાય—કોઈ ગમન–શીલ દ્રવ્યને સ્થિર કરનાર અથવા સ્થિર રહેવામાં મદદ કરનાર આ દ્રવ્ય છે. એની સત્તા પણ પ્રત્યેક સ્થળોમાં છે. ચૌદ રાજલોકમાં, સમુદ્રમાં જલની જેમ આ દ્રવ્ય ભરેલું છે. એની સત્તા પણ ધ્રુવ છે. જીવ અને પુદ્ગલોને સ્થિરતામાં સહાય આપનાર આ દ્રવ્ય છે.

૪. આકાશાસ્તિકાય—આ દ્રવ્ય ચૌદ રાજલોકમાં છે. ચૌદ રાજલોકમાં જેટલા જીવો અને પુદ્ગલાદિ સર્વેને રહેવાની જગ્યા, સ્થાન આપવાનું કામ કરે છે. ચૌદ રાજલોકની બહાર પણ આકાશ છે. આકાશપ્રદેશો લોકમાં અસંખ્યાતા છે અને લોક બહાર પણ તે પ્રદેશો છે તે અનંતા છે.

૫. પુદ્ગલાસ્તિકાય—આ દ્રવ્ય જગતભરના પદાર્થોમાં ફેરફાર થનાર છે. આખુંય જગત દેખાય છે, તે પુદ્ગલોના સમૂહ રૂપ જ છે. શબ્દરૂપરસગંધસ્પર્શો પુદ્ગલ દ્રવ્યોમાં પરિવર્તન પામે છે એટલે પરિવર્તનશીલ આ પુદ્ગલ દ્રવ્ય જ છે.

૬. કાલ—આ દ્રવ્ય જગતભરના પદાર્થોનું નિયામક છે. વર્તમાન એક સમયરૂપ, ભૂત ભવિષ્યના અનંત-કાલને દર્શાવનારૂં આ દ્રવ્ય છે. નવું, જુનું અવસ્થાંતરનું દ્યોતક આ દ્રવ્ય છે. આ દ્રવ્ય પ્રદેશસમૂહ રૂપ નથી એટલે એને અસ્તિકાયશબ્દ નથી યોજાયો. કાલદ્રવ્ય વિશ્વવ્યાપી છે કારણ કે દરેક પદાર્થોમાં પર્યાયો નવા જુના થયા કરે છે. તેમાં આટલા કાલનું છે, આટલા કાલે બનશે, આ વ્યવહાર કરાવવામાં કાલ જ કારણ હોય છે. વર્તના, પરિણામ વિ. ભેદો છે.

વિભાવ—

સંસારી સઘળાય જીવો કર્મ-વર્ગણાના સંબંધમાં સંબંધિત છે. કર્મ-વર્ગણાઓ જેવી સ્થિતિની હોય તેવી દશા-છાયા આત્મા પર પડે છે. કર્મો બંધાય ત્યારે આત્માને કાંઇ કર્મ બંધાયું તેની ખબર પડતી નથી. કર્મ છુટે તેની ય આત્માને સમજ પડતી નથી. કારણ કે તે વર્તમાન ઉદયભાવમાં આવેલાં કર્મોને ભોગવનો તેમાં મૂઢ બની ગયેલો હોય છે.

સ્વભાવ—

૧. આત્મા ઉપાદાન છે અને કર્મ નિમિત્ત છે. આત્મા

પવિત્ર ભાવનામાં વર્તતો હોય, અને વર્તમાનમાં અશુભકર્મનો અનુભવોદય હોય તો ભયંકર વેદનાઓને શરીરથી ભોગવતો હોય, આ અશુભ કર્મ નિર્જરતાં શુભોદય જાગે, ત્યારે આત્મા બાહ્ય-વૃત્તિથી આનંદ પ્રમોદમાં હોય અને કર્મો અશુભ બાંધી રહેલો હોય છે, કોઇ સમયે શુભ કર્મનો ઉદય, આત્મા ભોગવતો હોય અને શુભ—ભાવનાવાળો હોય તો શુભ કર્મ પણ બાંધે પણ સત્તામાં અશુભ કર્મનો જથ્થો પડયો હોય તો તે ઉદયમાં આવે. અને શુભ કર્મ સત્તામાં જમા બેસી રહે છે.

સત્તા—

એક દુકાનદાર નવો માલ ખરીદતો જાય, જુનો માલ વેચતો જાય. જુનો ન ખપે ત્યાં સુધી નવો બહાર ન કાઢે અને નવા માલનો ભાવ સારો આવતો હોય તો નવો પણ વેચે અને જુનો રાખી પણ મુકે. તેમ આત્મામાં જુનાં કર્મો ભોગવાય. નવાં સત્તામાં રહે. નવાં પણ અલ્પ સ્થિતિનાં હોય તો ઉદયમાં પણ આવી જાય છે. કર્મોમાં સંક્રમણ થાય છે, અપવર્તન થાય છે. કેટલાંક કર્મો અશુભ હોય છે. તેનાં દળીયાં શુભાધ્યવસાયથી તેમાં પરિવર્તન થતાં શુભ પણ બની જાય છે. અને શુભકર્મદળીયાં ખરાબ અધ્યવસાયોથી અશુભ પણ બની જાય છે. કર્મબંધ અને નિર્જરા અધ્યવસાય ઉપર જ આધાર રાખે છે.

અનાદિ કાલનો જીવાસ્તિકાય દ્રવ્યનો એવો વિલક્ષણ સ્વભાવ પડી ગયો છે કે જેવા જેવા સંયોગો મળે તેવી

તેવી દશાને તે અનુભવે છે. નારકીમાં જાય છે ત્યારે ઘોર વેદનાને તે સહે છે અને નિગોદમાં જાય ત્યાં એક શ્વાસમાં અનેક જન્મ-મરણો કરી લ્યે છે અને તેજ જીવ દેવલોકની ઋદ્ધિ પામે છે ત્યારે તે સુખોમાં ગરકાવ બની જાય છે. અખિલ વિશ્વને તૃણતુલ્ય માને છે. અને એજ દેવ પુનઃ કર્મબલથી પાછો નીચી ગતિમાં જાય ત્યાં વિવિધ દુઃખો સહ્યા કરે છે. આ જીવદ્રવ્યની આ પ્રમાણે ઉચ્ચ-નીચ દશા કર્મ-જન્ય બન્યા કરે છે, જીવ-દ્રવ્ય જેવું નિમિત્ત પામે તેવું ઉપાદાન બની જાય છે. પણ આત્મ—દ્રવ્યને ઓળખીને સાચી શ્રદ્ધા જન્મતાં જીવ જ શિવ બને છે, એમાં સંદેહ જેવું કંઈ જ નથી.

નિત્યતા—

વીત-રાગ દેવોએ આ છ દ્રવ્યો દર્શાવ્યાં છે. જે દ્રવ્યો પર-દ્રવ્યોના મીલનવાળાં થયા કરે છે. પર્યાયો ફર્યા કરે છે પણ દ્રવ્યમાં ફેરફાર નથી થતો. મૂલ-સ્વરૂપને દ્રવ્ય પોતે સાચવી શકે છે. એવો એનો સ્વભાવ છે. આખોય સંસાર દ્રવ્યપ્રેરણાથી જ ચાલી રહ્યો છે. જો દ્રવ્યસત્તાને અનિત્ય જ માનવામાં આવે તો સંસારનો જ અભાવ થવાની સંભાવના રહે. અને સંસારનો અભાવ થાય તો પછી નિત્ય અને અનિત્ય ઉભય પદાર્થોને કેવી રીતે સ્થિર રાખી શકાય ? એટલે સત્ દ્રવ્યો એ અસત્ ન બને અને અસત્ છે તે સત્ ન થાય. સત્ અને અસત્ ઉભય નિયાત્મક દ્રવ્યો જ છે. જેમ સોનું છે તેમાં ઘાટઘડામણોનો

વિનાશ થાય છે પણ સુવર્ણ દ્રવ્યનો વિનાશ કદીય થતો જ નથી. કારણ કે તેનાં પરમાણુઓ રાખ-રૂપે પણ રહે જ છે. પર્યાયોમાં પરિવર્તન થયા જ કરે છે. શ્રી જિનદેવ કહે છે કે એક એક દ્રવ્યના અનંત પર્યાયો છે અને તે સંયોગાધીન છે જ.

ચેતના-મય જીવ-દ્રવ્ય જ છે. બીજાં અચેતન છે. ચાર ગતિઓના વ્યવહાર જે ચાલે છે એ આ ચેતનના વ્યાપારથી જ ચાલે છે અને ચારેય ગતિમાં દુઃખ જ છે. ફક્ત એકાન્તથી સુખ હોય તો મોક્ષમાં જ, પંચમી ગતિમાં છે. ચાર-ગતિઓમાં જવું આવવું એ તો જીવ-દ્રવ્યનો પર-દ્રવ્યોના સંગનો સ્વભાવ જ બની ગયો છે. સ્વભાવને ઓળખીને પર-ભાવથી પર રહેવાનો સ્વભાવ એ જ નવું શીખવાનું છે, મેળવવાનું છે.

ગતિ બજાર—

ચાર ગતિ રૂપ સંસારનો બજાર-વ્યવહાર ચાલ્યાં જ કરે છે. અનંત-કાળથી આ ગતિઓના વ્યવહારોનો કોઈ અંતરાય નથી. ચાર-ગતિના સંસારમાં દુઃખ છે અને સુખની કલ્પના જીવને થઈ જાય છે. પણ તે ક્ષણિક અને દુઃખ-મૂલક છે. એક બંધુને પાંચ લાખ રૂપૈયાનું દેવું હોય એને દૂર કરવા વ્યાપારનો સાહસિક પુરુષાર્થ ખેડે ત્યારે દશ-લાખનું પાછું નુકશાન-ટોટો વેઠવો પડે અને જેથી તે દુઃખી થાય. પરિતાપ પેદા કરે છે. અશરણ અને અસહાયની જેમ પરતંત્ર બનીને દુઃખી થાય છે, છાતી કુટે છે,

પોકો મુકે છે, પોતે રડે છે અને કૌટુંબિકોને રડાવે છે. જાણે સાત પડાડનો પાપનો મોટો બોજો માથાપર ઉતરી પડ્યો હોય એવો દુખી થઈ જાય છે. ભલા કમની પણ આજ પરિસ્થિતિ સંસારમા ચાલે છે.

એક વ્યક્તિ કર્મનો ઉદય આવતાં દુઃખી થાય છે અને એ દુખને દૂર કરવા અસંખ્ય ઉપાયો શોધે છે, કરે છે, પણ તે કર્મ-જનિત દુઃખને દૂર કરવાનો સાચો ઉપાય હાથમાં આવતો નથી, અને દુઃખ દૂર થતું નથી પણ વૃદ્ધિને પામે છે. જેમ આગ લાગતાં હોલવવી હોય તો કોઈ બેવકુફ પાણીને બદલે પેટ્રોલ નાંખે તો આગ ભભુકે છે પણ શમતી જ નથી. ત્રણેય કાલમાં નથી શમતી.

દુઃખ—

દુઃખને દૂર કરવા માનવી એટલો બધો શ્રમ લ્યે છે કે, પોતાનું સઘળુંય બલ તેમા ખર્ચી નાખે છે, અરે મરીને ય પણ આ જન્મનું દુખ દૂર કરવાનાય કેટલાક મૂઢ લોકો પ્રયત્નો કરે છે. કોઈ કુવામાં પડે છે. કોઈ ઝેર ખાય છે, કોઈ ગળે ફાંસો ખાય છે, અહીનો મોંઘી અણમોલ માનવ-જન્મ-રૂપી સંપત્તિને ખોઇનેય પણ સુખ મળશે એવી ઘેલછા ભરેલા મોહાંધને, એક કલ્પના-કેલિ જન્મે છે. પણ વાસ્તવિક દુઃખ દૂર કરવાની કલા કોઈનાય હાથમાં આવતી નથી જ.

ચિકિત્સા—

રોગીને કયો રોગ છે? શાથી ઉત્પન્ન થયો. ૯?

રોગની સાચી ઓળખાણ સિવાય દવા-લેવાની સમજ પડતી નથી જ અને રોગ જાણ્યા સિવાય વિપરીત દવા લેવામાં આવતાં વિષમ-જ્વરની જેમ રોગ વધારે ફાટી નીકળે છે. તેમ સંસારી જીવો કયા કારણથી દુઃખ આવે છે ?-તેના નિદાનને શોધતાં માત્ર બાહ્ય ઉપાયો કરીને રોગ-નાશક દવાઓ અર્થાત્ વિશેષ પાપારંભો સેવે છે, અને ખીચારા વિષમ-જ્વર કરી નાંખે છે. પછી એ કેસ, એ રોગી અસાધ્ય દર્દીમાં ખપી જાય છે. આવી રીતે સંસારમાં પ્રાણીઓ અશુભકર્મના બંધનથી કર્મો ઉદયમાં આવતાં ઇષ્ટનો વિયોગ, અનિષ્ટનો સંયોગ, શારીરિક સ્વાસ્થ્યનો અભાવ, સ્વજનોની સાથે અણબનાવ, વિશ્વાસઘાતીઓનો સંગમ આદિ પીડાઓથી પીડાય છે. આ પણ ઉપાધિ-જન્ય રોગ છે. આ રોગ કર્મોદયથી આવ્યો છે. એમ જીવ-દર્દી સમજતો નથી, સમજવા પ્રયાસ પણ કરતો નથી. હવે કલ્પનાથી કોઇને વેરી માને છે, કોઈના પર ઈર્ષ્યા કરે છે અને કોઈનાય નાશ કરીને સુખી થઇશ, મ્હારો દુઃખ-રોગ ભસ્મ થશે, એવી અવાસ્તવિક કલ્પના કરી બેસે છે.

ભ્રમણા—

જીવો દુઃખ-નાશ કરવાના જુઠા ઉપાયો શોધે છે. અને એ ઉપાયો કરવામાં રૂચિ પણ વધારે દેખાય છે. સાચો ઉપાય કોઇ બતાવે ત્યારે જો મિથ્યાત્વનો ઉદય હોય તો સાચા ઉપાય પર રૂચિ નથી જાગતી. જુઠા ઉપાયો કરીને

બીચારો જીવ તરફડી તરફડીને મરે છે અને એકવાર નહીં પણ એક ભવ-ભગડતાં ગતિ-જન્મસ્વભાવિક અનેક પાપો કરતો કરતો અનંત સંસારના ખાડામાં રવડીને જન્મ-મરણનાં દારૂણ દુઃખો પરવશ સહે છે. જે દુઃખો આ માનવ ભવનાં દુઃખો પાસે અનંત ગુણાં વધારે છે. અને તે દૂર કરવાનો માનવ-ભવ સીવાય અન્ય ભવમાં કોઈ ઉત્તમ-ઉપાય પણ જડતો નથી જ, કદાચ જડે તો તેના પર તે ભવોની વિચિત્રતાથી રૂચિ જાગતી નથી. કદાચ રૂચિ જાગે તોય માનવ-ભવમાં સંસારનાં સઘળાંય દુઃખોને દૂર કરવાની તક છે, એવી તો ન જ મલે.

કલ્પના—

જગમાં સત્ય અને મિથ્યા બે ભાવો છે. સત્ય-ભાવ કોઈ બુદ્ધિશાળી પુણ્યાત્માને જ પેદા થાય છે અને મિથ્યા-ભાવ એ તો અનાદિનાં કર્મ-બંધનોથી બંધાયેલા જીવનો એક સ્વભાવ જ બની ગયો છે. મિથ્યાભાવથી જીવને અસત્યાચરણનો પ્રેમ લાગે છે. અને મિથ્યાભાવનો પ્રેમ-એજ કુત્સિતાચરણ કરાવવામાં પુષ્ટ-નિદાન બની જાય છે. જેમ આંધળાને ચાલતાં ચાલતાં ખાડો આવે તેની ખબર ન પડવાથી ખાડામાં ગબડી જાય છે. તેમ મિથ્યા-ભાવા-સક્ત જીવ પણ સંસારનાં ભોગ-સાધનોને સુખનું મહા-સાધન માનીને તેમાં તેના વિકાસના પુરૂષાર્થો ખેડયા કરે છે. જેમ જેમ ભોગાસક્તિ વધે છે, તેમ તેમ દારૂણ દુઃખોને નોતરે છે, અને તે પછી દુઃખો કેમ આવ્યાં ? મેં બોલાવ્યાં નથી, મને ઈષ્ટ પણ નથી, એને કાઢવાની ઈચ્છા

થાય, ક્રોડો ઉપાયો કરીયે છતાંય જતાં કેમ નથી ? એ તો સ્વકૃત-દુષ્ટાધ્યવસાયથી બંધાયેલાં કટુક કર્મોના ઉદયનો એ અનુભવ જીવને કરવો જ પડે છે. એમાં આનાકાની ચાલતી નથી. મિથ્યા ભાવના ઉદયનું જ્ઞાન પણ અજ્ઞાન રૂપ જ પ્રવર્તે છે. અજ્ઞાનથી અયોગ્ય પદાર્થો પર, અસત્યાચરણો પર પ્રતીતિ જામી જાય છે. પછી જીવ સ્વને ભુલીને પરમાં એકરંગી બની જાય છે. એટલે બધો પરાસક્ત બને છે કે, શરીર અને આત્મા જુદા છે એનું ભાન ભૂલીને શરીરને આત્મા માને છે સ્વજનોને આત્મીય માને છે. ધન, માલ, મીલ્કત, જડ-પદાર્થોને પણ સ્વત્વભાવથી જોવા લાગે છે. આ સઘળાયમાં સ્વાત્મ-ભાવ જડાઈ જાય છે. પછી એમાંથી કોઈનોય નાશ થાય તો દુઃખી થાય છે. અને કોઈનો સંયોગ થાય તો હર્ષાન્વિત બને છે. સંયોગજન્ય સુખ અને વિયોગજન્ય મહા દુઃખ આ પરવ્યાસંગી આત્મા અનુભવે છે જ.

**સુખાભાસ—**

જીવ સ્વાત્મ-ભાવમાં રમણ કરતો હોય તો બાહ્ય સંયોગ કે વિયોગો, સ્વને સુખદુઃખાનુભવો નજ કરાવે; પણ પર-વસ્તુઓનો ભોગવટો કરતાં જીવ માને છે કે, અહાહા! આજે મેં નૃત્ય નીરખ્યું. મારી આંખોની સફલતા મેલવી. મેં ફૂલ સુંઘ્યું-મારી નાસિકાનો રસ આજે જ લુંટાયો, મને કેવો આનંદ આવ્યો! મગજ મસ્ત બની ગયું. આ કોકિલના કંઠ જેવા કંઠે સંગીત-કારે કેવું મધુર ગાયું, કાનની સાર્થકતા મલી. આજના ભોજનમાં તો એવો પૂર્ણ-રસ

હેાે કે, આ જીંદગીમાં એવું જમ્યા જ નથી. હજુએ જમ્યા પછી જીભ ચળવળ થયા કરે છે. આ શય્યા કેવી કોમળ છે.કે સુતા પહેલાંજ નિદ્રા આવી ગઈ, હાં, આવી પાંચેય ઈંદ્રિયોની સુખ-કલ્પના કરીને જીવ પર-વસ્તુઓના ભોગમાં એકતાન બની જાય છે, પછી મન એ સ્મરણમાં રહેતાં એના અનુમોદનથી પુન પુન એને સ્મરે છે. એવો અવસર ક્યારે આવે કે, પહેલા પાંચેય ઇંદ્રિયોના વિલાસો વિલસ્યા, એવા પાછા મલે! આવી રીતે પાંચેય ઇંદ્રિયોમાં પર-વશ બનીને જીવ, અશુભાધ્યવસાયો દ્વારા કર્મના ગાઢ-બંધનો બાંધે છે. આ મિથ્યા-ભાવથી અજ્ઞાનતા-જન્ય આચરણો કરવામા જીવ પરોવાઈ જાય છે એ કુ-કલ્પના છે. કેવી—

અનુકૂલતાવાળા વિલાસ-સાધનોમાં જીવ હર્ષિત થયો અને હસતાં કર્મ બાંધ્યાં હવે એ રોના પણ છુટતાં નથી, એના પરિણામો ભોગવવાંજ પડે છે હવે પ્રતિ-કૂલતાથી ખેદિત બનીને જીવ કર્મો બાંધવામાં વિના પ્રયોજને પ્રેરાય છે. એક પિત્ત-રોગવાળો આદમી આવી રહ્યો છે. એના શરીર પર અશુચિ ભરેલી છે, લોહી વહે છે, પાચ-રસી-પસ ઝરે છે, દુર્ગંધ છુટે છે. માખ્યોનો સમૂહ ગણુગણાટ કરી રહ્યો છે આ બંધુને જોઈને, જીવ વૈરાગ્ય ભાવનાથી એના કરેલા કૂટ-કર્મોની વિચારણા નથી કરતો પણ એના પર ઘૃણા લાવે છે! એનો તિરસ્કાર કરે છે, અને નાક ઢાંકે છે આંખ બંધ કરે છે અરે, જા જા જા દૂર જા એમ બોલીને કહે છે કે, મારી આંખો, અને નાક બન્નેયને તારા પર

છૂટે છે. કારણ કે તે સામે આવીને મ્હારા મનો-વિકારોને વિહ્વલ બનાવે છે! એટલામાં સામો કાગડો બોલ્યો. અરે! કોયલનો મીઠો સ્વરજ હોય તો તો આનંદ પણ આવે, તું કાગડો ક્યાંથી આવ્યો અને બોલ્યો? એટલામાં ચાલવાનો માર્ગ ખરબચડો, કંકરમય, અને કંટકમય આવ્યો. પગ મૂકતાં તિરસ્કાર છૂટતો ગયો. અરે આ સ્પર્શથી ઘણો જ ખરાબ પંથ છે. આગળ જતાં ભાઈ સાહેબ કોઈને ત્યાં ભોજન આરોગવા બેસી પડ્યા. ત્યાં ભોજન પણ કાચું, બેસ્વાદ અને ભયંકર લાગવા લાગ્યું. આથી જીહ્વેંદ્રિય પણ બગડી. પાંચેય ઇંદ્રિયોનાં દુઃખો જન્મ્યાં.

આવિધા—

આ પર-દ્રવ્યના સંગીઓની દશા છે. અજ્ઞાનતાથી મિથ્યા-પદાર્થો પર સાચાનો રંગ લાગે છે. અને પરપદાર્થોની પ્રીતિ, સુખ-જનકની પ્રતીતિ અને ચિરસ્થાયીની શ્રદ્ધા જન્મે છે, એટલે આત્મા પરમાં રંગાઈ જાય છે. આ પાંચેય ઇંદ્રિયોના વિષયોમાં અનુકૂલતા શોધવા જીવ પ્રતિદિન પ્રયાસ આદરે છે. પણ કદીય પૂર્ણ-સુખાનુભવો તેને થતા નથી. કારણ કે, એક સુખ મલે અને બીજી સાત પ્રતિકૂલતાઓ તેમાં ઊભી થઇ જાય છે. એટલે અજ્ઞાનતાના ઉદયે મિથ્યાભાવ-ભ્રમજ્ઞાન આત્માને સ્વભાવમાંથી ચુકાવીને પર-ભાવના પર્યાયોમાં સ્વત્વ મનાવે છે. પરમાંજ સ્વની એક મિથ્યા-મતિ પેદા થાય છે. એટલે સંસારના સ્વરૂપનું વર્ણન કરતાં એ નિર્ણય થયો કે, જીવ અને અજીવનો સંયોગ-સંબંધ અનાદિનો છે. નવાં કર્મોનું બંધન પ્રતિસમય થયા

કરે છે અને હુંનાં કર્મો ભોગવાતાં જાય છે. આ ક્રિયાઓ નિરાબાધ ચાલ્યા જ કરે છે.

બંધન—

આત્મા, કર્મ-બંધનોથી એવી અવદશામાં મૂકાયો છે કે, પોતે ઇચ્છે કે ન ઇચ્છે પણ કર્મ-પરિણામો તેને ભોગવવાં જ પડે છે. શુભ કે અશુભ એ બન્નેય બંધો જીવ-ભાવનિમિત્ત મળતાં ફર્યા કરે છે. અશુભબંધ, પાપ નિમિત્તથી પેદા થાય છે. અને શુભબંધ, શુભાધ્યવસાયોથી બધાય છે અને એ પુણ્યરૂપ ગણાય છે. પ્રાયઃ જીવને અશુભ બંધ સહેલાઈથી થઇ જાય છે, કારણ કે અનાદિનો જીવનો વિભાવ ભાવ એવો છે કે, કારણરૂપ નિમિત્તો મળતાં તે તેમાં પરિણમન જ કરી નાંખે છે. જેમ નાનો બાલક રમવાની-ખેલવાની ચીજો જોઇને ખાવા-પીવાનું ભૂલીને તેની પાછળ એકાગ્રચિત્ત બની જાય છે. પછી એને ગમે તેટલી તકલીફ હોય તે વેઠે છે. પણ એની રમતમાં રંગાઈ જ જાય છે. તેમ કર્મસંયોગી જીવનો એવો સ્વભાવ રૂઢ થઇ ગયો છે કે, તે નિમિત્ત પામીને તેમાં રગદોળાઈ જ જાય છે.

સંયોગ—

નિમિત્ત-નૈમિત્તિકભાવ કોઈ જુદીજ રીતે પુદ્ગલો-પરમાણુઓ-સ્કંધો અને જીવદ્રવ્યભાવનો બન્યા જ કરે છે. જીવ, રાગ, કષાય, માયા, લોભ આદિ પરિણામોને પેદા કરે છે એ ભાવકર્મ છે. કારણ કે કર્મો જડ છે, એમાં રાગ, દ્વેષ, ઈર્ષા, માયા આદિ કષાયો હોતા નથી. એ જીવની વિપરીત દશાનો વિગુણો છે જ. જેમ કોઇ વ્યક્તિ ભોજન

જેમ, દૂધ પીએ અથવા કોઈ દવા ઔષધિ લે છે એને રોગ નાબુદ કરવાની ભાવના છે. ભૂખ એ પણ રોગ છે, રોગ થયો છે અશાતા વેદનીય-અશુભ કર્મોદયથી, અને ઉપાયથી એ નિકંદન થાય છે. તેનું શું કારણ ? એટલે માનવું જ પડશે કે, જડ પુદ્ગલોમાં પણ એવું સામર્થ્ય છે કે, કર્મના પરિણમનોમાંય ફેરફાર કરીને આત્માને શાતા-અશાતાનો અનુભવ કરાવે છે. અર્થાત્ ઉપશમ થાય છે સત્તામાં કર્મ રહે છે.

કર્મ-વિભાગ—

મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન અને મનઃપર્યવજ્ઞાન આ જ્ઞાનાવરણીય-કર્મના ક્ષયોપશમથી જ પેદા થાય છે. જેમ નિર્મલ અને વિશિષ્ટ ક્ષયોપશમ પેદા થાય તેમ સર્વ વસ્તુઓ વધારે સ્પષ્ટ અને ખુલ્લી દેખાય છે. તેમાં મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન, ઉપયોગાત્મક અને ઇંદ્રિયોનાં સાધનોથી જ થાય છે. પંચેન્દ્રિય સંજ્ઞી મનુષ્યને મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન હોય છે પણ દરેકના જ્ઞાનમાં તરતમતા હોય છે કારણ કે એ બન્ને જ્ઞાનો પરાધીન હોય છે. બાહ્ય સામગ્રીઓમાં ખામી હોય-ક્ષતિ હોય તો ઇંદ્રિય દ્વારા થતું જ્ઞાન પણ આંધળું બની જાય છે. એક વ્યક્તિને દૂરથી ડુંગર દેખાય છે. પણ આડી કોઈ પડલ રૂપ વસ્તુ આવી જાય તો દેખાતું નથી, ઇંદ્રિયમાં સામર્થ્ય હોવા છતાંય બાધા પહોંચતાં રૂપ-વંત પદાર્થ, ચક્ષુ ઇંદ્રિયથી દેખાતો નથી. તેવી રીતે અન્ય ઇંદ્રિયો દ્વારા પદાર્થોનું જ્ઞાન થાય છે, પણ એમાં બાધક આડી કોઈ વસ્તુ ઉભી થાય તો તે ઇંદ્રિયનું જ્ઞાન થતું

નથી. એટલે ઈંદ્રિય-જન્યજ્ઞાન પરતંત્ર છે. અને તેમાંય જ્ઞાનાવરણીયનો જેવો ક્ષયોપશમ હોય તેવું તીવ્ર-મંદ જ્ઞાન થાય છે.

ઇન્દ્રિય અને અનિન્દ્રિય રૂપનિમિત્તથી ઉત્પન્ન થનારા અને યોગ્યદેશમાં રહેલી વસ્તુનો બોધ કરનારા જ્ઞાનને 'મતિજ્ઞાન' કહેવામાં આવે છે. તેના અવગ્રહવિ. ૨૮) ભેદો છે. શ્રુતજ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમદ્વારા ઉત્પન્ન થનારો દ્રવ્યશ્રુત-શબ્દ, લિપિ લિંગ ચેષ્ટા ઈત્યાદિને અનુસરનારો પદાર્થોનું જ્ઞાન કરાવનારો એવો આત્માનો પરિણામ તે 'શ્રુતજ્ઞાન' કહેવાય છે. તેના અક્ષરશ્રુત આદિ ૧૪) ભેદો છે.

અવધિજ્ઞાન એ જ્ઞાનાવરણીયના ક્ષયોપશમથી પેદા થાય છે. અવધિજ્ઞાનના અસંખ્ય પ્રકારો છે. મુખ્ય ભવ-પ્રત્યય અને ગુણ-પ્રત્યય એમ બે ભેદો છે દેવ અને નારકીના જીવોને જન્મથી જ હોય છે. એ ભવ-પ્રત્યયિક કહેવાય છે મનુષ્યો અને તિર્યંચોને ગુણ-પ્રત્યયિક હોય છે. કોઈ વિશિષ્ટ આત્મ-પરિણામની વિશુદ્ધિથી આ જ્ઞાન પેદા થાય છે. સમ્યગ્ દૃષ્ટિઓને અવધિજ્ઞાન નિર્મલ હોય છે અને મિથ્યાદૃષ્ટિ જીવોને વિભંગ જ્ઞાન હોય છે, એટલે કે તે જીવોનું જ્ઞાન વિભ્રમ-મય આભાસ રૂપ કે ખોટું પણ ભ્રાન્ત જેવુ હોય છે.

અનુગામિક, અનનુગામિક, વર્ધમાન, હીયમાન, અવસ્થિત અને અનવસ્થિત એમ છ ભેદે મનુષ્યને અને તિર્યંચોને અવધિજ્ઞાન હોય છે.

૧. અનુગામિક અવધિજ્ઞાન જેટલા ક્ષેત્રની મર્યાદાવાળું હોય તેટલા ક્ષેત્રમાં રહેલાં રૂપી દ્રવ્યોને દેખે અને કહે અને

જ્યાં જ્યાં એ અવધિજ્ઞાની જાય ત્યાં સાથમાં જ એ જ્ઞાન રહે. એટલે અનુગામિક કહેવાય છે.

૨. અનનુગામિક અવધિજ્ઞાન—એ જેટલા ક્ષેત્રની મર્યાદાવાળું થયું હોય તેટલા જ ક્ષેત્રમાં ત્યાં જ એ જ્ઞાન રહે. એ અવધિજ્ઞાની અન્ય ક્ષેત્રમાં જાય તો લોપ હોય અર્થાત્ અન્ય ક્ષેત્રના પદાર્થોને દેખી શકતો નથી. એટલે અનનુગામિક કહેવાય છે.

૩. વર્ધમાન અવધિજ્ઞાન—આ અવધિજ્ઞાનીને સમયે સમયે અવધિજ્ઞાન વૃદ્ધિ પામતું રહે છે એટલે વર્ધમાન કહેવાય છે.

૪ હીયમાન અવધિજ્ઞાન—આ અવધિજ્ઞાન કોઈ તપસ્વી ત્યાગીને ઉત્પન્ન થાય છે અને પછી પરિણામની વિચિત્રતાને લઈને ઘટતું જાય છે. એથી હીયમાન કહેવાય છે.

૫. અવસ્થિત અવધિજ્ઞાન—આ જ્ઞાન થયા પછી કાયમ રહે છે. અને તે પડતું નથી. આ જ્ઞાન થયા પછી પડીવાઈ ન હોય. એટલે અવસ્થિત કહેવાય છે.

૬. અનવસ્થિત અવધિજ્ઞાન—આ અવધિજ્ઞાન થયા પછી ચાલ્યું જાય છે. કોઈ નિમિત્ત મળવાથી અધ્યવસાયોના પરિવર્તનથી આ જ્ઞાન પડી જાય છે. એટલે પડીવાઈ કહેવાય છે. જઘન્ય અવધિજ્ઞાન અંગુલના અસંખ્યાતમા ભાગનું ક્ષેત્રસીમિત હોય છે. અને ઉત્કૃષ્ટ અસંખ્યાતા દ્વીપ-સમુદ્ર પર્યંતનું હોય છે.

મનઃપર્યવજ્ઞાન—અઢીદ્વીપમાં રહેલા સંજ્ઞી પંચેન્દ્રિય જીવોના મનના અધ્યવસાયો વિચારો-ચિંતનો આ જ્ઞાનથી

-જાણી શકાય છે. આ જ્ઞાન, છઠ્ઠા અપ્રમત્ત નિરતિચાર ચારિત્રારાધક મુનિવરોને થાય છે. મનઃપર્યવ જ્ઞાનીઓ સમ્યકૃત્વીજ હોય છે કારણ કે અપ્રમત્ત ગુણસ્થાનકવાળાનેજ થાય છે. અવધિજ્ઞાન, મિથ્યાત્વગુણસ્થાનવાળાનેય થાય છે. વિશુદ્ધિની અપેક્ષાએ ઘણી જ તારતમ્યતા હોય છે. ઋજુમતિ અને વિપુલમતિ આ ભેદો મનઃપર્યવજ્ઞાનના છે.

ઋજુમતિ જ્ઞાની વસ્તુને સામાન્ય રૂપથી જાણે છે જેમકે ઘડો આ વ્યક્તિએ ચિંતવ્યો છે પણ કયો ઘડો? કયો રંગ? કયાં બનેલો? કેટલા પ્રમાણનો? કયા કુંભારે, કઈ માટીથી બનાવેલો? આ સઘળુંય ઋજુમતિવાળો ન જાણે.

વિપુલમતિ મનઃપર્યવજ્ઞાની, ચિંતવેલા પદાર્થોને વિશેષ રૂપથી જાણે. કોઈ વ્યક્તિના મનમાં વિચારાતો ઘડો કયા દેશમાં ઉત્પન્ન થયો છે? કયા વર્ણનો છે? વિગેરે વિશેષ જાણે છે. ઋજુમતિ કદીક ચાલ્યું જાય છે અને વિપુલમતિ કેવલજ્ઞાન પેદા થવા સુધી કાયમ રહે છે.

કેવલજ્ઞાન—જ્ઞાનાવરણીય કર્મનો સંપૂર્ણ ક્ષય થવાથી આ જ્ઞાન પેદા થાય છે. કેવળજ્ઞાન ક્ષાયિક ભાવનું હોવાથી કદીય જતું નથી. લોકાલોકમાં રહેલા સર્વ દ્રવ્યો અને પર્યાયોને આ જ્ઞાન જાણે છે. કેવલજ્ઞાનનો એક જ ભેદ છે. કારણ કે અન્ય ભેદ તો કર્મના વિચિત્ર વિપાકોદયથી પેદા થાય છે. પણ જ્ઞાનાવરણીય-કર્મ જ નાશ થયું પછી ભેદ અન્ય સંભવે જ નહીં. હાથમાં રહેલા બોરની જેમ કે આંબળાની જેમ સર્વ જગતને આ જ્ઞાની પ્રતિસમય ઇંદ્રિયોની અપેક્ષા વિના જાણે છે. જ્ઞાન ભિન્ન ભિન્ન ગતિઓમાં ભિન્ન ભિન્ન પ્રકારે હોય છે.

છે. પાંચ થાવરોમાં ફરીને પછી પુણ્ય ઉદયે આગળ આગળની વધારે શક્તિવાળો ઇંદ્રિયોને પામતો જાય છે. જેથી પર્યાપ્તાવસ્થામાં સંપૂર્ણ ઇંદ્રિયોની શક્તિ-લબ્ધિ મેળવે છે. પછી તે જીવો દુઃખ, કકળાટ, ક્રોધ, છળ, માયા, પ્રપંચો કરતા થઈ જાય છે અને પુનઃ કર્મબંધનો કરીને પાછા એ નિગોદમાં ચાલ્યા જાય છે.

એકેંદ્રિય આદિ જીવોને પણ કષાયો વધારે હોય છે. જ્ઞાનનો ક્ષયોપશમ જેમ ઓછો હોય તેમ કષાયો વધારે હોય જ. પણ તેની પાસે સાધનો નથી, જેથી પ્રગટ દેખાય. આંધળાઓ, બ્હેરાઓ અમુક દ્રવ્યેન્દ્રિયથી રહિત છે. પણ કષાય તો ઘણો જ દેખાય છે. તેમ ઇંદ્રિયોની શક્તિઓની હીનતા હોવા છતાંય ત્યાંય પણ કર્મ બંધનો છે જ.

જેમ જેમ જીવ કર્મ-નિર્જરા કરતો જાય છે તેમ તેમ બેઇંદ્રિય આદિ ગતિઓમાં આગળ વધે છે અને તેની જાણવાની, માનવાની, સુખ મેળવવાની અને દુઃખ દૂર કરવાના ઉપાયો યોજવાની શક્તિ આવતી જાય છે. વિકલેંદ્રિય એટલે બે ત્રણ ચાર ઇન્દ્રિયવાળા જીવો, હાલતા ચાલતા હોય છે. જે જીવોમાં પૂરતી સંજ્ઞાઓ છે. આહાર, ભય, મૈથુન અને પરિગ્રહ આ ચારેય પ્રત્યક્ષ દેખાય છે. અનંત-શક્તિ નિધિ જીવ આ પાપોદયથી આવી હીન સામર્થ્યવાળી ગતિઓમાં ઉત્પન્ન થાય છે. અને પર-વશતાથી અસંખ્ય દુઃખો વેઠે છે. આવા દુઃખમય ગતિના દેહોમાંય આ જીવો, ભ્રાન્તિ-યુક્ત હોવાથી આનંદ માને છે, જીવવાની ભાવના રાખે છે. આ વિકલેંદ્રિયને મન નથી પણ અંતરમાં અવ્યક્ત વેદનાઓ સહે છે અને જીવવાની આને પણ કામના હોય છે.

આત્મનિદર્શન :

અનંત-કાલના આ જીવ ને કર્મના બંધનો સંયોગ સંબંધથી છે, અને જીવને આવી દુઃખમય અશાતામય ગતિઓમાં ગણનાતીત દુઃખોનો ભોક્તા બનાવે છે. આ વિકલેંદ્રિયમાંથી પુણ્યના યોગે જીવ પંચેંદ્રિય-તિર્યંચ ગતિમાં આવે છે. જ્યાં જલ-ચર, ભૂચર અને ખેચર ત્રણ ભેદોમાં વહેંચાયેલી આ જાતિની શાળા છે.

તિર્યંચ-પંચેંદ્રિયપણામાં જલમાં રહેનારા મત્સ્યો, મગરો, કાચબાઓ વિગેરે અનેક જાતના તિર્યંચો, ભૂખ, તરસ અને પરતંત્રતાનાં ઘણાંજ કઠિન દુઃખો સહે છે. પાણીના મોજાંઓની સાથે સ્થાન-ભ્રષ્ટ થયા જ કરે છે. કોઈ કોઈ સમયે આ પ્રાણીઓને હિંસક લોકો જાળો દ્વારા પકડે છે અને ભુંજે છે. તેમજ તેને છેદે છે, ભેદે છે. આવી પરાધીનતાથી જલ-ચરોને અસહ્ય વેદનાઓ સહવી પડે છે. દુઃખથી બચવાના લાખો ઉપાયો કરવા છતાંય એ બિચારાઓ બચી શકતા નથી. કોઈ તેઓનો પોકાર સાંભળતું નથી. અસહાય જ મરે છે. ખેચરોમાંય કબુતરો, તીડ, પોપટો, કાગડાઓ તેમજ અન્યો, આકાશમાં ઉડવાની શક્તિવાળાં છે. પણ એ બિચારાઓ તડકો, વરસાદ અને હિમના ભયંકર ત્રાસોથી વિના મોતે તરફડી તરફડીને મરે છે, કોણ તેઓની સંભાળ લ્યે છે ! શિકારીઓ, પારધીઓ, પણ કેટલાંક પક્ષિઓને તીરથી વીંધી નાંખે છે. તરફડતા જમીન પર પડીને અસહ્ય પીડાના ભાગી બને છે. ભલે આકાશમાં ઉડનારા છે. પણ તેઓને ઘણાં જ કારમાં દુઃખો સહવાં જ પડે છે. ભૂ-ચરો (સ્થલ-ચરો) હાથી, ઘોડા, બળદો, ભેંસો વિગેરે ભૂચર તિર્યંચો પંચેદ્રિય છે, પણ તેઓને દુઃખનો પારજ નથી.

કારણકે એક તો મુગાં છે. વળી તેઓને નિર્દયોને ત્યા બંધનમાં રહેવું પડે છે. તાપમાં કે ટાઢમાં ગાડાં ખેંચવા પડે છે. અજબ ભાર વહન કરવો પડે છે. ભૂખ-તરસ આ બધુંય બિચારાઓને સહવું જ પડે છે. આવાઓની કોણ સંભાળ કરે ? આ તિર્યંચો સ્વભાવે કષાયી માયાવી, લોભી, પરિગ્રહી વધારે પ્રકારે હોય છે. એક બીજાની સાથે ઈર્ષ્યા કરે છે, લડે છે, છલ કરે છે, એક બીજાથી એક બીજાઓ પીડિત થાય છે. આયુષ્ય અંતર્મુહૂર્તથી લઈને ૩ પલ્યોપમ સુધીનું ઉત્કૃષ્ટ હોય છે મુખ્યતયા તિર્યંચોને પાપ-પ્રકૃતિઓનો ઉદય હોય છે. આશાતા વેદનીયનો જ મોટા ભાગે ઉદય હોય છે. પૂર્વ ભવમાં કપટો-માયા-છલો કરીને ઘણાઓનો વિશ્વાસઘાત કરનારાઓ સ્વાર્થ-સાધુઓ આ ગતિમાં જન્મે છે. અને ગતિ-ગત સ્વભાવથી પાપો કરીને બીચારા તિર્યંચો નરકાદિ ગતિઓમાં ઉત્પન્ન થાય છે.

તિર્યંચો, ગર્ભજ-અંડજ અને જરાયુ, પોતજ, ત્રણેય પ્રકારે હોય છે. તિર્યંચ-ગતિમાં કારમાં દુઃખો આ આત્માએ એક વાર નહિ પણ અનંતીવાર સહ્યાં છે. એક પ્રકારની જાળ જેવું આવરણ થાય તેમાં પેદા થાય તે ગાય ભેંસ વિ. જરાયુજ. જે ઇંડામાંથી પેદા થાય તે અંડજ-કબુતર-મોર, સાપ આદિ. જે કોઈ પ્રકારના આવરણ વિના પેદા થાય તે પોતજ, હાથી-ઉંદર આદિ જીવો. આ તિર્યંચ-ગતિમાં આ આત્મા સુખને જ શોધતો જ હોય છે. તે ગતિનાં દુઃખો દૂર કરવા ઘણાજ પ્રયાસો કરતો હતો પણ પ્રબલ પાપોદયનો ઉદય હોવાથી એ તિર્યંચની ગતિ મળી.

પછી ત્યાં તે કરેલાં તીવ્ર-તમ કર્મોના ઉદય ભોગવવો જ પડે ! કોઇ પણ ઉપાયે ત્યાં પૂર્ણ-સુખી ન જ બન્યો !

હા.......... જિનેશ્વર દેવોએ એકેન્દ્રિયથી લઇને પંચેન્દ્રિય સુધીના તમામ જીવોના દુઃખો, દુ:ખનાં કારણો વર્ણવ્યા છે જ પણ બહુલ-ભવીઓ બીચારા પાપથી વિરકત નથી બનતા અને આવી દુઃખમય ગતિઓમાં જવાના નિમિત્તરૂપ કારણોને વળગી જ રહે છે. એ ઘણાજ ખેદની વાત ગણાય. હા, બીચારા જીવો સ્વ દ્રવ્યને ઓળખીને કષાયો-મંદ કરતા જાય તો જ ઉચ્ચ ગતિઓમાં આવે અને કર્મના બંધનો શિથિલ કરે તો દુઃખ મુકત બની જાય.

સંસારના ચાર વિભાગો છે. તેમાં પ્રત્યક્ષ રૂપે સૌથી વધારે દુ:ખી નારકીના જીવો છે. જોકે, નારકીના જીવોથી અધિક વેદના નિગોદના જીવોને છે. પણ તે અવ્યક્ત છે. જ્યારે નારકીના અધમ જીવોને તો પ્રત્યક્ષ અને સમજૂતિ પૂર્વકની અસહ્ય વેદનાઓ સહવી પડે છે. તે એટલી બધી વેદનાઓ છે કે, જેનું શાસ્ત્રોમાં ઘણું વિસ્તારથી વર્ણન છે. પણ અહીં સંક્ષેપમાં જ નોંધવા હું પ્રેરાઉં છું.

નારકી વર્ણન .—

ઘોર-હિંસાળુ, મહારંભમાં રકત થયેલાઓ, રૌદ્ર પરિણામને ધારણ કરનારાઓ, અત્યંત પરિગ્રહની મૂર્છા ધરનારાઓ, દેવ-દ્રવ્યના ભક્ષણ કરનારાઓ, દેવની ઘોર આશાતનાઓ કરવાવાળાઓ, જિનવાણીથી વિપરીત દેશના આપવાવાળાઓ, ગુરૂના નિંદકો, ધર્મની અવહેલના કરવાવાળાઓ અને સાત વ્યસનોમાં અંધ રહેનારાઓ, બીચારાઓ

કારણકે એક તો મુગાં છે. વળી તેઓને નિર્દયોને ત્યાં બંધનમાં રહેવું પડે છે. તાપમાં કે ટાઢમાં ગાડાં ખેંચવા પડે છે. અજબ ભાર વહન કરવો પડે છે. ભૂખ-તરસ આ બધુંય બિચારાઓને સહવું જ પડે છે. આવાઓની કોણ સંભાળ કરે ? આ તિર્યંચો સ્વભાવે કષાયી માયાવી, લોભી, પરિગ્રહી વધારે પ્રકારે હોય છે. એક બીજાની સાથે ઈર્ષ્યા કરે છે, લડે છે, છલ કરે છે, એક બીજાથી એક બીજાઓ પીડિત થાય છે. આયુષ્ય અંતર્મુહૂર્તથી લઈને ૩ પલ્યોપમ સુધીનું ઉત્કૃષ્ટ હોય છે મુખ્યતયા તિર્યંચોને પાપ-પ્રકૃતિઓનો ઉદય હોય છે. અશાતા વેદનીયનો જ મોટા ભાગે ઉદય હોય છે. પૂર્વ ભવમાં કપટો-માયા-છલો કરીને ઘણાઓનો વિશ્વાસઘાત કરનારાઓ સ્વાર્થ-સાધુઓ આ ગતિમાં જન્મે છે. અને ગતિ-ગત સ્વભાવથી પાપો કરીને બીચારા તિર્યંચો નરકાદિ ગતિઓમાં ઉત્પન્ન થાય છે.

તિર્યંચો, ગર્ભજ-અંડજ અને જરાયુ, પોતજ, ત્રણેય પ્રકારે હોય છે. તિર્યંચ-ગતિમાં કારમાં દુઃખો આ આત્માએ એક વાર નહિ પણ અનંતીવાર સહ્યાં છે. એક પ્રકારની જાળ જેવું આવરણ થાય તેમાં પેદા થાય તે ગાય ભેંસ વિ. જરાયુજ. જે ઈંડામાંથી પેદા થાય તે અંડજ-કબુતર-મોર, સાપ આદિ. જે કોઈ પ્રકારના આવરણ વિના પેદા થાય તે પોતજ, હાથી-ઉંદર આદિ જીવો. આ તિર્યંચ-ગતિમાં આ આત્મા સુખને જ શોધતો જ હોય છે. તે ગતિનાં દુઃખો દૂર કરવા ઘણાજ પ્રયાસો કરતો હતો પણ અપ્રબલ પાપોદયનો ઉદય હોવાથી એ તિર્યંચની ગતિ મલી.

પછી ત્યાં તે કરેલાં તીવ્ર-તમ કર્મોનો ઉદય ભોગવવો જ પડે ! કોઇ પણ ઉપાયે ત્યાં પૂર્ણ-સુખી ન જ બનો !

હા............જિનેશ્વર દેવોએ એકેન્દ્રિયથી લેઇને પંચેન્દ્રિય સુધીના તમામ જીવોના દુઃખો, દુખનાં કારણો વર્ણવ્યા છે જ પણ બહુલ-ભવીઓ બીચારા પાપથી વિરકત નથી બનતા અને આવી દુઃખમય ગતિઓમાં જવાના નિમિત્તરૂપ કારણોને વળગી જ રહે છે એ ઘણાજ ખેદની વાત ગણાય. હા, બીચારા જીવો સ્વ દ્રવ્યને ઓળખીને કષાયો-મંદ કરતા જાય તો જ ઉચ્ચ ગતિઓમાં આવે અને કર્મના બંધનો શિથિલ કરે તો દુઃખ મુકત બની જાય.

સંસારના ચાર વિભાગો છે. તેમાં પ્રત્યક્ષ રૂપે સૌથી વધારે દુઃખી નારકીના જીવો છે. જોકે, નારકીના જીવોથી અધિક વેદના નિગોદના જીવોને છે. પણ તે અવ્યક્ત છે. જ્યારે નારકીના અધમ જીવોને તો પ્રત્યક્ષ અને સમજૂતિ પૂર્વકની અસહ્ય વેદનાઓ સહવી પડે છે. તે એટલી બધી વેદનાઓ છે કે, જેનું શાસ્ત્રોમાં ઘણું વિસ્તારથી વર્ણન છે. પણ અહીં સંક્ષેપમાં જ નોંધવા હુ પ્રેરાઉ છું.

નારકી વર્ણન :—

ઘોર-હિંસાળુ, મહારંભમાં રકત થયેલાઓ, રૌદ્ર પરિણામને ધારણ કરનારાઓ, અત્યંત પરિગ્રહની-મૂર્ચ્છા ધરનારાઓ, દેવ-દ્રવ્યના ભક્ષણ કરનારાઓ, દેવની ઘોર આશાતનાઓ કરવાવાળાઓ, જિનવાણીથી વિપરીત દેશના આપવાવાળાઓ, ગુરૂના નિંદકો, ધર્મની અવહેલના કરવા વાળાઓ અને સાત વ્યસનોમાં અંધ રહેનારાઓ, બીચારાઓ

નારકી–ગતિમાં ઉત્પન્ન થાય છે. અને પહેલી આદિ સાત નારકીઓના વિભાગો છે. જેમાં ઉત્તરોત્તર વેદનાઓની વૃદ્ધિ હોય છે. નારકીમાં જીવોનું આયુષ્ય જઘન્ય ૧૦૦૦૦ વર્ષનું અને ઉત્કૃષ્ટ ૩૩ સાગરોપમનું હોય છે. આ જીવોને ઉત્પત્તિ સમયે જન્મ તો કોઈ ગર્ભજ કે અન્ય કોઈ તિર્યંચો જેવો નથી પણ એક કુંભીમાં એટલે જેમ દીવાલમાં નાના નાના ગોખલાઓ હોય છે. એવા ગોખલાઓમાં તેઓ જન્મે છે. તેઓનું શરીર વૈક્રિય હોય છે. તેઓનું આયુષ્ય નિરૂપક્રમ હોય છે. અને તેઓના જન્મના સમયે જ નાના ગોખલામાં મોટા શરીરવાળા ઉત્પન્ન થાય છે, સોનીના જંત્રના આંતરડામાંથી જેમ તાર ખેંચાય છે તેમ એ જીવો નાના છિદ્રમાંથી બહાર નીકળે છે. ત્યારે અન્તર્મુહૂર્તમાંજ ઘણી જ વેદના વેઠે છે, ચીસો પાડે છે, પણ ત્યાં કોણ રક્ષણ કરે ? પૂર્વ ભવના કરેલા કારમાં અપકૃત્યોના કર્મ-બંધોને ભોગવવા જ આ અવતાર હોય છે, આ સ્થાનમાં શાતાવેદનીયનો ઉદય થાય એવું એક પણ સાધન હોતું નથી. અને આ જીવોને અશાતા વેદનીયનોજ ઉદય હોય છે, જેથી ઘણીજ પીડાઓથી વીંટાયેલા એ નારકીના જીવો હોય છે.

આ નારકીના જીવોને તીવ્ર–ક્રોધ હોય છે, તીવ્ર માન હોય છે, તીવ્ર માયા હોય છે, તીવ્ર લોભ હોય છે. કારણ ત્યાં અત્યંત દુઃખ હોવાથી એ દુઃખને દૂર કરવા–દુઃખથી છુટવા સઘળાય વિચારો કરી છુટે છે પણ એકેય ઉપાય કાર–ગત યતો નથી. જેમ જેલમાં રહેલો કેદી નાશી છુટવાના

જેમ જેમ ઉપાય કરે; તેમ તેમ તેના પગમાં અને હાથમાં વધારે બેડીયો પડે છે. તેમ નારકીના જીવો દુઃખમુકત બનવા ઉપાયો કરતા જાય; તેમ તેમ પરમાધામીઓ વધારે પીડા પમાડે છે. અને દુઃખી કરે છે. શક-મંદી વાળા કેદીના પર વધારે જાપતો હોય છે. તેવીજ રીતે આ નારકીના પ્રાણીઓને પણ વધારે તજવીજથી રખાય છે. આ જીવો સંજ્ઞી પંચેન્દ્રિય હોવાથી મનમાં હંમેશાં દુર્ધ્યાન જ કરે છે, ક્રૂર પરિણામો સેવે છે. કારણ કે દુઃખ રૂચતું નથી અને દુઃખમુકત થવાનો એક પણ ઉપાય નથી. જો મૃત્યુ પામવાથી એ દુઃખ છુટતું હોય તો તે લોકો મરવા તૈયાર હોય છે. પણ તેઓનું આયુષ્ય પૂર્ણ થયા સીવાય મૃત્યુ નીપજે જ નહીં. એવો એ જીવોનો કર્મોદય છે. આયુષ્ય નિરૂપક્રમ છે

તીવ્ર-ક્રોધ હોવાથી નારકીના જીવો એક બીજાની સાથે પણ ક્રૂર-સંગ્રામો કર્યા કરે છે. ભલા અહીંના જીવોને કંઇ પણ વ્હેંચવાનું નથી, પણ એક સ્વભાવજ એવો છે કે, એક નારકી-પ્રાણી બીજાને મારે, છેદે, અપમાન કરે, નશાડી દે અને અનેક હાથ પગના ગુદા મારે. જો આ લોકો મિત્રતાથી રહે તો આ સંગ્રામ-પીડા તો ટળી જ જાય પણ એવું જ્ઞાન કયાંથી લાવે ? તીવ્ર કષાયો ભાન ભુલાવે છે જ. આ સાત નારકીઓ પૈકી ત્રણ નારકીની ભૂમિમાં પરમાધામીયો હોય છે એટલે કુતુહલથી—એક સ્વભાવથી આ જીવોને લડાવે છે, કાપે છે, વ્હેરે છે. અગ્નિમાં ભુંજે છે, દુર્ગંધ-મય વૈતરણી નદીમાં નાંખે છે. અસિ-પત્રો તીક્ષ્ણ છુરીયો જેવાં વનોમાં ચલાવે છે.

આકાશમાં ઉછાળીને નીચે ભાલાઓ ઉપર ઝીલી લ્યે છે. ગરમાગરમ તપેલા લોઢાની પુતળીઓને આલિંગન દેવરાવે છે. આ વેદનાઓ લગભગ નિરંતર ચાલે છે. જેમ શિકારી રાજાઓ વનમાં પશુ-પંખીઓને નસાડી-ભગાડીને મારે છે. અને જેમ પશુ-પંખીઓને ત્રાસ થાય છે, ચીલ્લાય છે તેથી તે રાજાઓ ખુશ થાય છે અને પોતે સ્વબલને પ્રશંસે છે; તેમ આ પરમાધામીઓનો પણ આવો વિચિત્ર સ્વભાવ છે. જેથી આ નારકીના જીવોને ત્રાસ પમાડીને અત્યંત રાજી થાય છે. તે બીચારા! ભૂખ લાગે ત્યારે ખાવા માગે છે. એટલે તેનું જ શરીર કાપીને પરમાધામીઓ તેઓને ખાવા આપે છે. પાણી માગે ત્યારે દુર્ગંધીમય વૈતરણીનું જલ-પાન કરવા કહે છે. નારકીના જીવોને ભૂખ-તરસ એટલી બધી હોય છે કે, તેઓ દુનિયાભરનું પાણી પી જાય અને જગ ભરનું ખાણું ખાઈ જાય તોય તૃપ્તિ થાય નહીં. તીવ્ર-અશાતાનો આ ઉદય હોય છે. નારકીના જીવોને નપુંસક વેદનો જ માત્ર ઉદય હોય છે. જેથી વેદ-વેદના પણ અસહ્ય સહે છે, ત્યાં વેદોપશાન્તિ માટે સાધન જ નથી હોતું. આ નારકીને ક્ષેત્રોત્થિત વેદના પણ ગજબ હોય છે, ત્યાંની ભૂમિ એવી ગરમ અને ઠંડી હોય છે કે, લાખ યોજનનો લોખંડનો ગોળો હોય તે પણ પીગળી જાય છે. એટલે આ જીવો જમીન પર પણ શાન્તિથી રહી શકતા નથી. અર્થાત્ આ સ્થાન પૂરેપૂરા મહાહિંસક પાપીઓના પ્રાયશ્ચિત્તોના માટે જ હોય એવું છે.

છેદાવું, ભેદાવું, કકળાટ કરવો, સુખનાં વલખાં મારવાં, દુઃખથી સુઝાવું આ બધુંય પરાકાષ્ઠાનું અહીં હોય છે. જેથી

આ ચાર ગતિનાં દુઃખો પૈકી નારકીની પીડા અત્યંત હોય છે. જે અહીં કોઇને કોઈ દેવના પ્રત્યક્ષ બનાવે તો જોનાર મનુષ્ય મૂર્છા ખાઈને નીચે પડે કે, મરી પણ જાય. જ્ઞાનીનાં વચનો પર શ્રદ્ધા રાખનારે આ દુઃખોથી બચવા માટે મંદ કષાયી, મંદ-વિષયી, મંદ-પાપારંભી બનવું જ જોઈએ જેથી આવી વેદનાઓ ભોગવવાનો અશુભાવસર ન આવે! કુવામાં પડતાં પહેલાં ચેતવાથી બચાવ થઈ પણ જાય. કુવામાં પડ્યા પછી બચવાનો ઉપાય તો કયાંથી મલે ? ભાગ્ય હોય તો જ બચી શકાય. બંધો! આ ટુંકમાં નારકીનું દુઃખ વર્ણન કર્યું છે. વિશેષ શાસ્ત્રોથી જાણવું.

માનવગતિ :—

માનવ-ગતિ એ શુભ પ્રકૃતિના ઉદયથી મલે છે. કારણ કે મોક્ષનું દ્વાર આ માનવ-ગતિ જ મનાય છે. પણ આંધળો રત્નદ્વીપમાં જાય અને ત્યાં ચમકતાં રત્નોને પથરા જ માને છે. કારણ કે તે સત્ય-જ્ઞાન વિનાનો આંધળો છે. તેમ આ માનવ-ગતિમાં કેટલાક પ્રાણીઓ મહાપુણ્ય યોગે આવે છે. પણ કેટલાક તો બીચારા એવા અલ્પાયુષ્ય હોઇને આવે કે માતાની યોનિમાં જ આવીને અપર્યાપ્તાવસ્થામાં જ લબ્ધિ અપર્યાપ્તા જ ચ્યવી જાય છે એવા અસંખ્યાતા આવે છે અને જાય છે. કેટલાકો એનાથી વધારે ભાગ્યવંતો ગર્ભમાં જાય છે અને ચ્યવી જાય છે. તેમાંય પણ વિશેષ ભાગ્યશાળીઓ ગર્ભ-પણે સ્થિર રહી અને પરિપૂર્ણાંગી બનીને પૂર્ણ-માસ થતાં જન્મે છે. માતાના ગર્ભમાં જ્યારે જીવોત્પત્તિ થાય છે, ત્યારે વિષ્ટામાં કીડાની જેમ એ જીવ પિતા-માતાના વીર્ય અને રક્તમાં ઉપજે છે. અશુદ્ધિમય, દુર્ગંધિમય એ

રક્ત વીર્યમાં નિવાસ કરતા ક્રમશઃ માંસ-પેશી બને છે. ધીમે ધીમે વધે છે. અને પાંચ-સાત માસનો થાય ત્યારે અંગોપાંગો અને પંચેન્દ્રિયનાં બાહ્ય સાધનો ફૂટે છે પણ ત્યાં એક તો દુર્ગંધીમય સ્થાન છે. ઘોર-અંધારૂં છે, ગંદો આહાર કરવો પડે છે. તેમજ ઉંધા મસ્તકે નવ માસ તો લટકવું પડે છે. વળી પાપનો ઉદય હોય તો માતાને રોગો લાગુ પડતાં પોતે પણ તે રોગાકુળ ગર્ભમાં જ બને છે. પ્રથમ આ ભવમાં માતાના-ગર્ભનું અગણ્ય દુઃખ જીવને ભોગવવું પડે છે, જેનો પ્રારંભ જ દુઃખથી તેનું પરિણામ સુખમય ક્યાંથી હોય ? ગર્ભાવાસમાં પરવશતાથી ભૂખ-તૃષાની પીડા પણ આ જીવને અસહ્ય સહવી પડે છે.

આ માનવ-ભવમાંય પણ જો સમ્યગ્ દર્શન-જ્ઞાન ન હોય તો તે માનવનેય પણ ઈષ્ટ સંયોગ અને તેની રક્ષોપાયની ચિંતા, અનિષ્ટ-સંયોગ અને તેને દૂર ફગાવવાની ફીકર, ઈષ્ટ વિયોગ તેને મેળવવાની પુનઃ ઉપાધિ આ ત્રણેય પીડાઓ પ્રાણીઓને આકુલતા પેદા કરે છે જ. માનવ-જીવનમાં કોઈ પુણ્યનો ઉદય હોય તો કદાચ શાતા-વેદનીયનો ઉદય આવે છે. પણ એ શાતા-વેદનીયના ઉદયને ભોગવતાં માનવી ભાન ભૂલીને એ ભોગો-વિલાસોમાં ગલાડૂબ થઈ જાય તો પછી વિવિધ રોગોનું ઘર બની જાય છે.

બાલ વય તો રમતમાં-નાદાનિયતમાં અને ખેલમાં વ્યતીત થઈ જાય છે જરા સમજુ થાય, યુવક બને એટલે ઈંદ્રિયોની ખરજ શરૂ થતાં સુંદરમાં સુંદર લપસણા વિષયોને યોજે છે. તરલાક્ષી તરૂણીઓના તાનમાં તરબોલ બની જાય

છે ભોગોની સામગ્રી ભેગી કરવા ધનાશા સેવે અને ધન-પ્રાપ્તિ માટે મૃત્યુના સાટે પણ પુરૂષાર્થો ખેડે, મોટા પુરૂષાર્થો પછી ઘણો કાલ આશા-તૃષ્ણાની આગમા સળગ્યા પછી ભાગ્ય ભૂલાયેલુ હોય તો પોતાના પણ ધનને ગુમાવી બેસે છે અને રોદણા રડવા પડે છે યુવાની પાચ-પચીશ વર્ષની આસક્ત માનવીને ભયંકર ભોગની ભઠ્ઠિમા સળગાવી મૂકે છે. પછી ઈચ્છા હોય કે ન હોય પણ જરાવસ્થા છવાઇ જ જાય છે હવે પેલી યુવાનીની મસ્તી અસ્ત થઈ ગઈ એ સામર્થ્ય, એ ઘમડ, એ પાવર, એ સત્તા સઘળુય ભર્યા બઝારમા લુટાઇ ગયુ હવે બીચારો ધર્મ-હીન પ્રાણી માનવ ભવમાંય પણ દુઃખી છે-દુ ખાનુભવ કરે છે જ્ઞાનીઓ દર્શાવે છે કે, માનવ જન્મ એ રત્નદ્વીપ જેવો છે પણ આધળો જેમ રત્નદ્વીપમા આવ્યો છતા રત્નોને મેળવી શકતો નથી. અને ભ્રમથી, મિથ્યા-જ્ઞાનથી રત્નના બદલે કાંકરા, પથરા ઉપાડીને સ્વદેશમા પાછો આવી જાય એટલે એની બેકારી, દરિદ્રનારાયણાવસ્થા કયાથી ફીટે?

એનો મતલબ એવો છે કે, માનવગતિરૂપી રત્નદ્વીપમા આવેલો સત્યજ્ઞાન વગરનો હોવાથી આંધળો જીવ, દર્શનાદિરત્નને છોડી, ભોગ આદિ કાકરાઓને ભેગા કરી ગત્યન્તરમા દુ ખ રૂપી દરિદ્રાવસ્થા કાયમી રહે છે અર્થાત્ દુ ખ ટળતુ નથી માનવ—ભવમા આવેલો માનવી જો વિવેક, શ્રદ્ધા અને આચરણાદિમાં જો યોગ્ય પ્રયાસ ન કરે તો પછી એ માનવી ભીખારીની જેમ અન્ય ગતિઓમા રવડી જાય છે પછી પુન ઘણાજ લાબા કાળે પાછા આ ઉત્તમ દેવ—દુર્લભ ભવમા આવે છે અને પાછો જો તત્ત્વને

ન સમજે, સદ્ગુરૂનો સંયોગ ન મલે, સમ્યગ્ દર્શન ન પામે તો પાછો ભવ—ચક્રના ચકરાવામાં અટવાય છે. તો આ વાતનો નીચોડ એ છે. જેમ તિર્યંચ—ગતિમાં દુઃખ છે, નારક—ગતિમાં દુખ છે, તેમ માનવ-યોનિમાંય પણ દુઃખ જ છે. જડ-પદાર્થોનો પ્રેમ જ્યાં સુધી નહીં મુકાય ત્યાં સુધી સંસારમાં સુખને શોધવું એ ભયંકર કાતીલ કરણી જ છે.

આ સંસારના ચાર વિભાગો છે, તેમાં તિર્યંચો, નારકીઓ અને માનવીઓ ક્ષણિક—સુખોને માટે વલખાં મારે છે. અને તેની પાછળ તન—તોડ જીવન—હોડ પુરૂષાર્થો ખેડે છે, ભયંકર આરંભો કરીને સુખ મેળવવા મથી રહ્યા છે. પણ તેઓનું સામર્થ્ય જોઈએ તેવું હોતું નથી. અને પુણ્યમાંય એટલી કુંઠિતતા હોય છે કે જેથી જડ—સુખોની પણ પૂરી અનુકૂલતાઓ મેળવી શકતા નથી.

દેવગતિ :—

જ્યારે દેવગતિ એ આમ પુણ્ય પ્રકૃતિથી જ મળે છે. તેમાંય ઊંચા દેવો, ઇન્દ્રો, મહેન્દ્રોના પદો પણ ઉગ્ર તપ કર્યો હોય, પુષ્કલ પુણ્યનાં નિમિત્તો મળ્યાં હોય, ત્યારે એ સ્થાનો મલે છે. પણ તીર્થંકર દેવોએ તો એ સુખોને પણ નાશવંતા, ચંચલ, દુઃખજનક જ જણાવ્યાં છે. કારણ કે એ સુખો પણ આત્મ-સ્વભાવનાં નથી પણ વિભાવ-ભાવનાં જ છે. અને તેય અચિર છે અને અસ્થિર છે અને તેમાંય દેવોને, દેવેન્દ્રોને અપૂર્ણતા દેખાય છે. કારણ કે ભાડુતી મકાનમાં રહેનારાને સ્વગૃહ-નિવાસ જેટલી તે નિશ્ચિંતતા ક્યાંથી હોય? એ પ્રશ્ન ઘણો જ મહત્વનો છે જ

ગમે તેટલા મનોરમ વિલાસો હોય, ગમે તેવી રૂપ-રૂપના અંબાર દેવાંગનાઓ હોય, ગમે તેવા પાંચેય ઇંદ્રિયોને લોભાવનારા સુંદર વિષયોની સામગ્રી હોય, ગીત-નાટ્યની પરાકાષ્ઠા હોય છતાંય આ દેવો-ઇંદ્રોનેય એ સુખો છોડીને બીજા સુખથી ત્યાંથી ભ્રષ્ટ થવું જ પડે છે. એ દુઃખતો અપરંપાર હોય છે. કારણકે, જે જન્મમાં જેટલાં મોહ-મૂર્છાનાં સાધનો વધારે હોય તે છોડતાં જીવને વલોપાત તો થાય જ ને! પણ કોઈ સમ્યગ્-દર્શની દેવોને જ શુભાધ્યવસાય હોવાનો સંભવ રહે છે બાકી દેવો ભલે અહીં વૈક્રિય-લબ્ધિના પ્રતાપે અનેક સુખોના આસ્વાદો લ્યે છે. મનમાન્યાં સાધનો મેળવી શકે છે. અહીં ધનની કે અન્ય પદાર્થોની ઓછાશ નથી. અને મેળવવા મથવું પડે એવું નથી. કારણ કે દેવ-દ્રુમો મનોભિલષિત, પૂરતા જ હોય છે. દેવ-સ્થળો, દેવ-સ્થળોની ભૂમિનું વાતાવરણ રમ્ય અને આકર્ષક હોય છે. પણ આ દેવોના આત્માઓમાં મૂઢતા હોય છે. એટલે રાગ અને દ્વેષનું અહીં પણ ઝેર પ્રસરે છે. દેવોનેય સોગાશાના રોગો તીવ્ર લાગેલા હોય છે. એ રોગોનો જ્યારે ઉદય થાય ત્યારે પાંચેય ઇંદ્રિય અને મનમાં પીડા થાય છે. અને તે પીડાનો પ્રતિકાર કરવા દેવો લલ-ચાય છે. વિષયાભિલાષા-દવમાં તેઓ સળગે છે. પણ તેઓને તે નથી સૂઝતું કે: આગને વધારવા જેમ કોઈ ઘાસલે-ટનો ઉપયોગ કરે તેમ વિષયોની ખરજ વિષયોપશાન્તિથી થાય છે. તેને બદલે વિષયોમાં તેઓ લીન બની જાય છે, એટલે તે દેવો પણ અપ્રાપ્તને પ્રાપ્ત કરવામાં, પ્રાપ્ત કરેલાના

રક્ષણમાં ચિંતા-મગ્ન જ હોય છે. વળી કેઈક દેવો કોઈ દેવની રૂપ-ગર્વિતાઓને ઉપાડી જાય છે. અને દેવો તેની સાથે મારા-મારી કરે છે-મોટાં યુદ્ધો કરે છે અને અંતમાં ઇષ્ટ-વિયોગના દુઃખને સહે છે. આ વેદનાઓ-કલહો, પ્રપંચો અને ઈર્ષ્યાઓ અહીં પણ ભરેલી છે. સામર્થ્ય વધારે તેમ મદ, માન, પ્રચંડ હોય અને તેનું દુઃખ પણ દાવાનલ જેવું હોય જ.

દેવતાઓનું આયુષ્ય જઘન્યથી દસ હજાર વર્ષનું અને ઉત્કૃષ્ટ તેત્રીશ સાગરોપમનું છે. અહીં ભવનપતિઓ, વાણ-વ્યંતરો વિશેષ કુતૂહલી હોય છે. અને હાસ્યમાં રક્ત રહે-વાવાળા છે. આ દેવોને ઉપરના દેવો કરતાં કષાય, વિષય-રાગ વધારે હોય છે અને વૈમાનિક દેવોમાં આ દેવ-નિકાય કરતાં કષાયો મંદ હોય છે. વિષયો પણ ઓછા હોય છે. જેમ જેમ ઉપરના દેવલોકોમાં આગળ દેવો છે, તેઓ અલ્પ-કષાયી, અલ્પ-વિષયી હોય છે. અને અહ-મિન્દ્રોને તો તદ્દન બાહ્ય વિષય-ભોગની મંદતા હોય છે. મતલબ એવો છે કે, દેવોને શાતા વેદનીયનો ઉદય હોવાથી અને સામર્થ્ય વધારે હોવાથી આનંદિત હોય છે. પણ થોડા થોડા વિષયોની કામના હોવાથી વિહ્વલતા તો હોય છે જ અને સુખ ભોગવવાની આકુલતા એ પણ દુઃખનોજ પ્રકાર છે. આ દેવો કેટલાક મિથ્યા-દર્શનીયો હોય છે. તે તો સ્વ મૃત્યુ-કાલ સમીપમાં જાણતાં છાતીયો કૂટે છે, માથું ફોડે છે. અને આર્ત-ધ્યાનમાં નિમગ્ન થાય છે. અને એકેન્દ્રિય વનસ્પતિમાં ઉત્પન્ન થાય છે. સમ્યક્ત્વ-દર્શનને ધરનાર

દેવો સ્વ મૃત્યુ-કાળ સમીપમાં આવેલો જાણી તીર્થંકરોના સમવસરણમાં જાય છે, તીર્થ-યાત્રાઓ કરે છે, અને માનવ ભવમાં જન્મીને, ઉચ્ચ-ધર્મારાધન કરી ઉચ્ચ-ગતિના ભાગી બને છે. દેવ-લોકમાં અન્ય-ગતિઓની અપેક્ષાએ શાતાનો ઉદય હોવા છતાંય સુખાનુભવમાંય પણ દુઃખાનુભવ જ હોય છે.

વૈરાગ્ય ભાવ—

આ ચારેય-ગતિ રૂપ સંસાર દારૂણ છે. દુઃખ દુઃખ ને દુઃખ જ છે. સુખાભાસો થતા જાય છે પણ તે સ્વલ્પ સુખ, ભાવી કાળનાં ભયંકર દુઃખોની ભૂમિકા જ હોય છે. વીત-રાગ દેવોએ આત્મ-નિદર્શન કરતાં જણાવ્યું છે કે, સંસારમાં કદીય જીવ સુખી થતો નથી અને જે સુખ કલ્પના છે, તે પણ અસ્થિર હોવાથી સુખાભાસ જ છે. સાચું સુખ તો ચિર-સ્થાયી આત્માને મોક્ષમાંજ સાંપડે છે. અને તે મોક્ષ, કર્મના અભાવથી જ થાય છે. જિનેશ્વર ભગવંતોએ તે કર્મના અભાવ થવાનાં પણ અનેક સાધનો દર્શાવ્યાં છે. જેમ મલિન વસ્ત્રોને સ્વચ્છ બનાવવા ગરમપાણીમાં ધોવાં પડે, ખારમાં પલાળવાં પડે છે, તેમજ ખૂબ ઝીંકી ઝીંકીને તેને પાણી સાથે પલાળી પલાળીને ધોવાં પડે છે, પછી તે કપડાં મેલ-રહિત બનતાં સ્વભાવથીજ ઉજ્જવલ બની જાય છે, તેમ આત્મા અનાદિ-નિધન કર્મ-મલથી સંબંધાયેલો છે તેને કર્મથી જુદો કરવા યોગ-નિરોધ, ઈંદ્રિય-દમન તથા ઉગ્ર-તપ અને સંયમપાલનની આવશ્યકતા છે. કર્મ-બંધનોનો સર્વથા અભાવ થયા સીવાય સાચું સુખ નથી જ મળતું

અને તે કર્મ-બંધનોથી રહિત બનવા માટે જિન-દેવોએ માર્ગ-દર્શન કરાવ્યું છે કે, માનવ-જીવન જેવું કર્મ-મુક્તિ થવાનું અન્ય કેન્દ્ર નથી.

આશા—

દુઃખનું મૂલ અભિલાષા છે. પ્રત્યેક ગતિના જીવોને સુખાભિલાષા મંદ અગર તીવ્ર હોય છે જ. એમાં જરાય સંશય નથી. અને જ્યાં શરીર છે ત્યાં જીવ શાતા ચાહે છે. પછી ભલે સૂક્ષ્મ કે સ્થૂલ હોય. પછી એકેંદ્રિય હોય કે આગળનો હોય, સઘળાયને શરીર હોય છે માટે સુખૈષણા છે. સ્પર્શેંદ્રિયવાળો જીવ એકેંદ્રિય કહેવાય છે. તેને દુઃખ તો હોય છે. કષાયોની તીવ્રતા હોય છે પણ શક્તિ ન હોવાથી પ્રગટ કરી શકતો નથી. અવ્યક્ત રીતે સઘળુંય દુઃખ વેઠે છે જ.

સુખ ભ્રમ—

અપેક્ષાથી કોઈ વધારે દુઃખી તો કોઈ વધારે સુખી, કોઇ અલ્પ સુખી તો કોઇ વધારે દુઃખી હોય છે. પણ ચક્રની જેમ વારા-ફરતી વારો ગતિઓનાં ભ્રમણોમાં આવ્યા જ કરે છે. સંપૂર્ણેચ્છાનો નિરોધ તો જીવ ઉંચી કક્ષાની શ્રેણિમાં આરૂઢ થાય ત્યારે જ હોય છે. પણ સુખ-સામગ્રી અતુલ હોય તોય જીવ એ સામગ્રીઓનેય પણ વિશેષ અનુકૂલ કરવા મથે છે. જીવોને ઈચ્છા દૂર કરવાનો અજ્ઞાન, મિથ્યાત્વ અને અવિરતિનો ત્યાગ એજ સુખાલો-માર્ગ છે. કેઈક જીવો અજ્ઞાનતાને કારણે પાપો ન કરતા હોય, દુનીયાના સમસ્ત-પદાર્થોનો ભોગ ન કરતા હોય, છતાંય તેનો

પરિત્યાગ નથી કરતા. જેથી નિરર્થક પાપ-બંધન થયા કરે છે. અવિરતિ એ પણ મહાપાપાનલ જ છે ને ! અને વિરતિપણું એ પૂર્ણ-શાન્તિસુધાસરોવર જ છે એક ભાઈને જિંદગીમાં વિલાયત જવું નથી. એરોપ્લેનમાં બેસવું નથી. પણ તે દેશમાં જવાનો કે તેવા હિંસક-વાહનોમાં બેસવાનો ત્યાગ ન કરે તો તે દેશોમાં થતાં પાપો અને હિંસક ચાલતાં વાહનોનો આરંભ સમારંભનો અનુમોદન-પ્રસંગ આવી જવાનો સંભવ છે.

કોઇ પણ બહુશ્રુતની નિશ્રામાં સમજીને, પાપારંભોનાં પચ્ચક્ખાણો કરવાથી વિરતિપણાનો સ્વચ્છ અને પ્રકાશવંતો દીપક પ્રગટે છે. આ દીપક અનેક પાપોથી અટકાવે છે. પછી વિરતિ આવી એટલે અસંયમ ટળ્યું. અસંયમ ગયું એટલે જ અજ્ઞાનતા અને કષાયો પણ નાશવા જ લાગે. અને કષાયોની મદંતા થઇ પછી યોગો સુગ્યાપારોમાં જ વળી જાય છે.

આત્માને માર્ગ-પતન કરનાર, અને અજ્ઞાનતામાં પ્રવર્તાવનાર માત્ર કર્મનાં આવરણો જ છે. કર્મ એ વાદળો છે. આત્મા એ સૂર્ય જેવો છે. મેઘ-પડલ જેમ તેજસ્વી સૂર્યનેય ઢાંકી દે છે. આથી જગ વ્યવહાર ચાલે છે કે, સૂર્ય ઝાંખો પડ્યો ! વાસ્તવિક સૂર્ય તો હતો તેવો પ્રકાશ વર્તો જ છે. પણ દર્શકોનાં નેત્રો આગળ વાદળો હોવાથી એવી એક માન્યતા થઈ જાય છે. નિશ્ચય-નયની અપેક્ષાએ આત્મા સ્વરૂપને છોડતો નથી પણ પરદ્રવ્યોના સંગમથી સ્વ સ્વરૂપને આવિર્ભાવમાં લાવી શકતો નથી.

વર્ગણા-વિચાર—

વીતરાગ-દેવોએ એવા કર્મનાં આઠ નામો આપ્યાં છે. કર્મવર્ગણા અનંતી છે. અને તે આત્માની સાથે સ્વભાવથી જ અધ્યવસાય પ્રમાણે વળગી જાય છે. જેમ કોઈ માનવી ઠંડા પ્રદેશમાં જાય છે ત્યાં દેશ-સ્વભાવ શીતતાનો હોવાથી સ્વાભાવિક જ તે માનવીને ગરમ કપડાંની, ગરમ દવાઓની જરૂર પડે છે. અને તેજ વ્યક્તિ ગરમ દેશમાં આવી જાય તો ત્યાં શરીર પર પતળા-મલમલના વસ્ત્રને ય પણ કઠિનતાથી રાખી શકે છે. ક્ષેત્રના સ્વભાવ સાથે માનવીઓની પ્રકૃતિમાંય પરિવર્તન થઈ જાય છે, તેમ કર્મ-વર્ગણાઓના સંયોગથી આત્માને ય પરિણતિમાં પરિવર્તન થયા જ કરે છે. શુભકર્મોદય થતાં આત્માને મનો-ભાવનાઓ પ્રમાણે પદાર્થોના સંયોગો મલી જાય છે. અશુભ-કર્મોદય થતાં મળેલું સઘળુંય નાશ પામે છે, જીવ મુંઝાય છે અને પુનઃ આર્ત્તધ્યાન, દુરધ્યવસાયો કરીને નવી કર્મ-વર્ગણાઓને ભેગી કરે છે. કર્મોનું અપવર્તન, સંક્રમણ, અપકર્ષ, ઉત્કર્ષ આ સઘળુંય અધ્યવસાયની તીવ્રતા, મંદતા શુભાશુભતા ઉપર અવલંબે છે. એટલે જ્ઞાનીઓ કહે છે કે આત્માને શુભાધ્યવસાયોમાં યોજી રાખવાથી,-પરોવવાથી કર્મોનાં બંધનો શિથિલ થાય છે. કદાચ આવે તોય શુભ આવે છે અને તે આત્મપ્રગતિના સાધનરૂપ બની જાય છે.

પાપ અને પુણ્ય બે તત્ત્વો એવાં છે કે, માનવોની બુદ્ધિમાં પણ વિપર્યાસ પેદા કરી નાંખે છે. અશુભ-પ્રકૃતિના ઉદય સમયે પાપોદય અને શુભ-પ્રકૃતિના ઉદય કાલમાં પુણ્યોદય છે એમ મનાય છે.

વિવેક—

પાપ હેયતત્ત્વ છે અને પુણ્ય કથંચિત્ ઉપાદેય છે. હેય તો સઘળાંય તત્ત્વો છે જે જો કે વાસ્તવિક પુણ્ય અને પાપ ઉભયના અભાવરૂપ મોક્ષરૂચિ મુક્તિ-ધામની યોગ્યતા પેદા કરાવે પણ મુક્તિમાં જ્યાં સુધી ન પહોંચાય ત્યાં સુધી પુણ્ય, મુક્તિ-ગમનના કાર્યોમાં પ્રેરક-દ્યોતક અને ઉપયોગી હોય છે. કેટલાક એકાન્તમતાગ્રહીઓ પુણ્યને પણ એકાન્તથી હેય ગણાવા પ્રયાસ કરે છે. અને અપેક્ષિત ભાવને નથી સમજતા તો તેઓએ જિન-વાણીને સ્યાદ્વાદ અને નયોથી સમજવી જ જોઇએ. પુણ્યપ્રકૃતિ અને પાપ—પ્રકૃતિ બંનેય કર્મ-વર્ગણાઓ જડ જ છે પણ એ જડ હોવા છતાંય આત્માને તેનો ભોક્તા બનાવી દે છે. એટલે જડ દ્રવ્યોમાં પણ અનંત સામર્થ્ય છે. જો ન હોય તો અનંત-બલી આત્માને કેમ મુંઝવી નાંખે ? દ્રવ્યો જડ હોય પણ ચેતનના સાથે સંયોગ—સંબંધથી રહે છે. ત્યાં સુધી તેની શુભ કે અશુભ અસર કર્યા વિના રહેતાં નથી. જેથી જ્યાં સુધી અશુભ છે ત્યાં સુધી શુભની જરૂર છે. કારણ કે અંધકાર હોય ત્યાં સુધી પ્રકાશ જોઇએ જ એ એક યુક્તિ છે શરીરમાં જોવાનું કાર્ય કરનાર આત્મા છે. આંખ તો જડ છે પણ આંખ દર્શન કરવવામાં સાધન બની છે જો આંખ ફુટી જાય પછી ભલે શરીરમાં આત્મા હોય છે, છતાં ય જોવાનું કામ કેમ કરતો નથી ? નેત્ર નિરાબાધ રહે એ પુણ્ય-પ્રકૃતિનો ઉદય ખરો કે કેમ ? જો પુણ્યનો ઉદય ન હોય તો નેત્ર જોવાનું કામ ન

કરે તો પછી શાસ્ત્રવાંચન ક્યાંથી થાય? અને શાસ્ત્રાધ્યયન સીવાય જ્ઞાન ક્યાથી થાય? અને જ્ઞાન સીવાય આત્મ-તત્ત્વ જ ન જ ઓળખાય! પરંપરાએ પુણ્યની અત્યંત જરૂરજ છે જ.

શુભ-બંધ—

તીર્થંકર-નામ-કર્મ, ભવ્યાત્માઓ બાંધે છે, એ પુણ્ય પ્રકૃતિ છે. અને તીર્થંકર-નામ કર્મના ઉદય સમયે એના અતિશયોથી અસંખ્ય જીવોને ધર્મ-પ્રાપ્તિ થાય છે તો આ નામ-કર્મનો બંધ ન હોય તો ધર્મ-પ્રાપ્તિનું નિદાન ક્યાંથી થાય? પરંપરાએ પુણ્ય-બંધની અનાવશ્યકતા દર્શાવતાં ચાલતા તીર્થ-વ્યવહારનો જ વિચ્છેદ થઈ જાય! અનુકંપાદાન તેમજ અન્ય દાનો કરતાં પુણ્ય-બંધ થાય છે જ. તો પુણ્યનો નિષેધ કરતાં, તીર્થંકરદેવોએ આપેલ વર્ષી-દાન પણ અનુચિત ઠરશે અને પછી એ લોક-દયા અને અનુકંપા દાનનો પ્રવાહ પણ નકામો ઠરશે જ. એટલે તીર્થંકર દેવોએ પણ સંવત્સરી દાન આદિથી લોકમાં પુણ્યની જરૂર છે, એમ સાબિત કર્યું છે. તમો કહેશો કે, વીતરાગ દાન આપે છે એમાં એમનો એવો ઉદય છે, કલ્પ છે, આપવું જ પડે. તો હું એક વાત પુછું છું કે, દાન આપવું એ નકામું હોય તો સંયમ બાદ કેવળ-પ્રાપ્તિ પછી વીતરાગોએ કોઈ પણ સ્થળમાં એનો નિષેધ કેમ ન કર્યો? સંસારના તમામ પાપાચારોને નિષેધ્યા, પણ પુણ્યનાં સાધનોને-સંસારી જીવો માટે કેમ ન નિષેધ્યાં?

સામગ્રી—

કર્મ-બંધનોમાં પુણ્ય-પ્રકૃતિનો બંધ એ આત્માને સાધન સામગ્રીઓ મેળવી આપે છે: માનવ-જન્મ, આર્ય-ક્ષેત્ર,

સુકુલ-જન્મ, જૈન-ધર્મની પ્રાપ્તિ, ધર્મી-સમાગમ આ સઘળું ય શાથી મળ્યું ? કહેવું પડશે કે પુણ્ય-યોગે જ. આ સામગ્રીને મેળવી, આત્મા પુરૂષાર્થ ફોરવે, કે ઉન્માર્ગ-ગામી બને, તો મુક્તિ પણ આજ માનવ-યોનિથી મેળવે કે બીજી યોનિથી ? એટલે જ્યાં સુધી અશુભ-બંધ છે ત્યાં સુધી શુભ-બંધ જોઇએ. હાં, ધર્માચરણ કરતાં ધ્યેય માત્ર મુક્તિની જ તીવ્રાભિલાષા સેવે, કર્મ નિર્જરની ભાવના રાખે ! અને આ લોકનાં ફલોની દરકાર મુકી નાંખે. નિષ્કામ ભાવના જ શુભાધ્યવસાયો છે. પ્રભુનો માર્ગ યથાર્થ જાણવો-આચરવો દુર્ગમ છે. દુરારાધ્ય છે કદાચિત કર્મ વિવર આપે, ભવસ્થિતિ પરિપાક થાય તો જ સત્ય-તત્ત્વ અને સત્યાચરણ હાથમાં આવે, જડે અને શ્રદ્ધાથી આરાધાય.

આઠ કર્મની વ્યવસ્થા જિન-રીતે ઘડેલી છે. તેમાં ચાર કર્મ ઘાતી અને ચાર કર્મ અઘાતી કહેવાય છે. જો કે, ઘાતી તો સઘળાંય કર્મો જ છે. પણ કેવળજ્ઞાનને કેવળદર્શન આદિને રોકનાર જે ચાર કર્મો છે, તેને જ વિશેષ ઘાતી કર્મ તરીકે છે. અને કેવળ પ્રાપ્તિ પછી આયુષ્ય પ્રબલ હોય તો જીવવું પડે છે અને શરીર તેમજ તેને અને વેદનીય-કર્મ સ્થિત રહે છે.

બાધક-કર્મ—

"જ્ઞાનાવરણીય-કર્મ"

આ કર્મ દેખતાની આંખે જેમ પાટો જ્ઞાનને ન આવવા દે નહી અને જેમ જેમ પાટો ખસેડતા જાય ત્યારે તેમ તેમ જ્ઞાનને રૂપે તે જ્ઞાનાવરણીય કહેવાય છે. જ

મ્હોર ઉપર કાળા રંગનું કપડું ઢાંકતાં સોનામ્હોર ન દેખાય, વાસ્તવિક સોનામ્હોર છે જ. તેમ આત્મામાં અનંત-જ્ઞાનની સત્તા છે. જ્ઞાન આત્માનો સ્વભાવ ગુણ છે. પણ જ્ઞાનને રોકનાર જે કર્મ-વર્ગણાઓ છે તેને જ્ઞાનાવરણીયની સંજ્ઞા છે. આ કર્મની પ્રકૃતિ, જ્ઞાન પ્રગટ થવામાં ક્ષતિ પહોંચાડે છે. જ્ઞાન પાંચ છે. મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યવ અને કેવળજ્ઞાન. મતિ-શ્રુત સર્વ જીવોને હોય છે જ્યારે અવધિ-મનઃપર્યવ અને કેવળજ્ઞાન, ઈંદ્રિયોની અપેક્ષા સીવાય આત્માના ઉપયોગ માત્રથી જ જાણે છે અને તે અમુક પ્રકારની વિશુદ્ધિથી પેદા થાય છે. મતિ અને શ્રુતનો અનંતમો ભાગ પણ નિગોદના સૂક્ષ્મ જીવોને ઉઘાડો હોય છે, જ્ઞાન ન હોય ત્યારે તેના બદલમાં મિથ્યા-જ્ઞાન વર્તે છે. અને એ મિથ્યા-જ્ઞાનના જોરથી પ્રાણીઓ ઉલ્ટાં સાધનો મેળવે છે. ઉન્માર્ગમાં પ્રયાસ કરે છે અને દુઃખની ગર્તામાં ગબડી જાય છે.

આ જ્ઞાનાવરણીય કર્મ જ્ઞાન-પ્રકાશને રૂંધે છે. અને જ્ઞાનના પ્રકાર જેટલા જીવો છે તેટલા સમજવા. કારણ કે ક્ષયોપશમના તારતમ્યથી આત્મામાં ભિન્ન ભિન્ન જ્ઞાન-પ્રકારો હોય છે. અને આવરણ-વિચ્છેદ થવાથી પૂર્ણજ્ઞાન-કેવળ પેદા થાય છે. જે અપ્રતિપાતિ છે અને એ જ્ઞાની ચરમ-દેહી હોય છે મોક્ષમાં જ જાય છે. કારણ કે અનંત-ચતુષ્ટય ઘાતક કર્મોનો મૂળથી નીકાસ થયો છે-નાશ થયો છે. આ કર્મ પ્રાણીઓને અજ્ઞાનતાથી દુઃખ ને સુખની કલ્પનાં જન્માવે છે અને મિથ્યા-ભાવમાં રસ પેદા કરાવે છે. આ આવરણવાળાને પાપ-સાધનો પુણ્યનાં માનવાની ઇચ્છા થાય છે. જડમાં ચેતનતાની ભ્રાન્તિ જન્માવે છે. આ કર્મ જ્ઞાનની, જ્ઞાનીની,

જ્ઞાનના ઉપગરણની તેમજ વીતરાગના માર્ગની અપભ્રાજના, આશાતના કે નિંદા કરવાથી બંધાય છે. એ એની ઉત્કૃષ્ટ સ્થિતિ તીશ, કોડાકોડી સાગરોપમની છે, જઘન્ય અંતર્મૂહુર્તની છે. એવું વીતરાગ વચન છે અને સત્ય જ છે.

" દર્શનાવરણીય-કર્મ " ૨—આ કર્મ, દર્શનને રોકે છે. દર્શન એટલે દેખવું. જેમ જ્ઞાન એટલે જાણવું થાય છે તેમ દર્શન એટલે દેખવું એ અર્થ થાય છે. એની નવ પ્રકૃતિઓ છે, તેમાં ચક્ષુ-અચક્ષુ અવધિ અને કેવળ દર્શન આ ચાર મુખ્ય પ્રકાર છે. બાકીના પાંચ નિદ્રાને આશ્રિત છે. જેમ જ્ઞાનને આવરનાર જ્ઞાનાવરણીય છે તેમ દર્શનને આવરનાર દર્શનાવરણીયકર્મની વર્ગણાઓનાં દલીયાં હોય છે. આ કર્મ, દ્વાર પર ઉભેલા ચોપદારની જેમ દર્શનને રૂંધે છે દર્શનાવરણીયના ક્ષયોપશમ પ્રમાણે જીવને દર્શનની વિશિષ્ટતાઓ હોય છે. આ કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ ૩૦ કોડાકોડી સાગરોપમની છે. જઘન્ય સ્થિતિ અંતર્મૂહુર્ત હોય છે. જ્ઞાન અને દર્શન એ સ્વભાવ છે. સમયાંતરે સવિષયક દર્શન અને જ્ઞાન હોય છે. આ કર્મ-બંધનમાં નિમિત્તો, જિન-પ્રતિમાની આશાતના, ગુરૂનિંદા અને ધર્મ-નિંદા જ હોય. એક કર્મના ઉદયથી અન્ય કર્મો પણ પરંપરાનિમિત્તથી બંધાઈ જાય છે.

"વેદનીય કર્મ—" (૩)—આ કર્મના ઉદયથી પ્રાણીઓને શરીરમાં અનેકવિધ સુખ-દુઃખો નીપજે છે. રોગ, આરોગ્ય, સબલ દુર્બલ, ક્ષુધા, તૃષ્ણા, ખેદ, પીડાના કારણરૂપ આ વેદનીય કર્મ હોય છે. ઇષ્ટ અનિષ્ટની માન્યતાઓથી

જે પીડા થાય છે જો વેદનીયકર્મનાં 'ઉદયજન્ય હોય' છે. કોઇ બાહ્ય કારણો પણ 'એવાં હોય છે' કે જે સુખ અને દુઃખનાં કારણો બની જાય છે. જીવ, સંકલ્પ–વિકલ્પથી દુઃખી સુખી બની જાય છે. શાતા–વેદનીયના ઉદયમાં સુખની ભ્રાન્તિ અને અશાતાના ઉદયથી દુઃખની ભ્રાન્તિ થાય છે. આ કર્મની સ્થિતિ ૩૦ કોડાકોડી સાગરોપમની છે. જઘન્ય ૧૨ મુહૂર્તની છે. શાતાના ઉદયમાં અશાતાનો અનુભવ ન હોય અને અશાતાના ઉદય–કાલમાં શાતાનો અનુભવ નથી હોતો. આ કર્મથી જીવ, ખેદ અને આનંદ મેળવ્યા કરે છે. મધથી લેપાયેલી તલવારની ધાર ચાટતાં પ્રથમ મીઠાશ લાગે છે, પછી જીભ કપાતાં ભયંકર વેદના સહવી પડે છે. એના જેવું વેદનીય કર્મ છે.

"મોહનીય કર્મ" (૪)—મોહનીય-કર્મનાં દલીયાં જીવને મૂઢતા પેદા કરાવે છે. ક્ષણિક સુખોમાં તન્મય બનાવે છે. મોહના ઉદયથી મિથ્યાત્વભાવ થાય છે. કષાયો પેદા થાય છે. રાગની તીવ્રતા જન્મે છે. મિથ્યાભાવના ઉદયથી અતત્ત્વોને તત્ત્વરૂપ માનવા પ્રેરાય છે. આત્મિક—સ્વભાવોને ભૂલાવી પર-ભાવો ઉપાધિજન્ય, શરીરાદિ પર રાગ-ભાવ પેદા કરવાનું આ કર્મનું કાર્ય છે. મનુષ્યાદિગતિઓ જીવના પર્યાયોને સત્ય-રૂપ માનવા આત્મા પ્રેરાય છે, પોતાનાં નથી પણ સ્વજનો ધન, ઘર, કુટુંબ આ સઘળાયને પોતાના માનવા જીવ લલચાય છે. વિભાવ–ભાવ, વિકાર આ સઘળુંય આ કર્મોદયને જ આભારી છે. ચારિત્રનો અંતરાય, સમ્યક્ત્વની અપ્રાપ્તિ અથવા શુદ્ધ તત્ત્વો પર શંકાશીલતા

આ કર્મના ઉદયથી જ થાય છે. ક્રોધ, માન, માયા, લોભ, ત્રણ વેદ, હાસ્યાદિકષાયો આ મોહનીયના ઉદયથી જીવમાં પ્રવર્તે છે. ચારિત્ર-મોહનીયના પ્રબલ ઉદયથી જીવમાં રાગ અને કષાયો ઉત્પન્ન થાય છે. સંસારના કર્મબંધનનું આજ મૂલ છે. મોહનીય કર્મના ઉદયથી જીવમાં જડ અને ચેતનામય પદાર્થો પર રાગ, દ્વેષ, તિરસ્કાર, પ્રીતિ જન્મે છે. આ કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ સીત્તેર કોડાકોડી સાગરોપમની અને જઘન્ય અંતર્મુહૂર્તની હોય છે. આ મોહનીયના ઉદયથી જ અનંત-સંસારનું ભ્રમણ આત્માને પુનઃ પુનઃ કરવું પડે છે. આઠે કર્મનો નેતા અને સર્વોત્કૃષ્ટ સ્થિતિવાળું આજ કર્મ છે. તેમજ મોહ, જીતાયો એટલે જીતનાં નગારાં વાગે છે. ક્ષીણ-મોહી આત્મા જ મોક્ષાધિકારી બને છે. મદ્યપાન કરેલા માનવીની જેવી દુર્દશા આ મોહનીયકર્મના પ્રબલ ઉદયથી થઈ જાય છે

"આયુષ્ય—કર્મ" (૫)—આ કર્મનાં દલીયાં જીવને દોરીએ બાંધેલાં બળદીયાની જેમ આયુષ્યનો બંધ કરાવે છે. આ કર્મ હેડમાં (બેડી) બાંધેલા કેદીની જેમ બંધનમાં રાખે છે. જીવ જેવા પરિણામ, અધ્યવસાય ધ્યાવતો હોય તેવી ગતિના આયુષ્યનો બંધ જીવ સાથે ગાંઠની જેમ પડે છે. જન્મ અને મૃત્યુનું કારણ તો આયુષ્ય જ હોય છે. વસ્ત્ર જુનું બદલીને નવું પહેરાય છે, તેમ આયુષ્ય પૂર્ણ થતાં જન્માંતરમાં નવા શરીરને જીવ ધારણ કરે છે. અને મૃત્યુ થતાં જીવ તે બાંધેલા આયુષ્યવાળી ગતિમાં ઉત્પન્ન થાય છે. આયુષ્ય-કર્મનાં દલીયાંઓ બે પ્રકારનાં:

હોય છે. એક તો સોપક્રમ અને બીજા નિરૂપક્રમ. દેવો, નારકીઓ, ચરમદેહી-જીવો, અને ઉત્તમ પુરૂષો અને અસંખ્યાતવર્ષાયુષીને નિરૂપક્રમ આયુષ્યનો બંધ થયેલો હોય છે. જેથી કર્મનાં દલીયાં પૂરાં ભોગવ્યા પછી નિર્જરા પછી જ તે ગતિમાંથી તેનો છુટકારો થાય છે. અને સોપક્રમાયુષ્યવાળાઓ ઘાતનું કે અન્ય જીવ-હેતુ નિમિત્ત મલતાં મૃત્યુ પામે છે. તે ગતિના આયુષ્યને ખપાવી નાંખે છે. આ કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ તેત્રીશ સાગરોપમ અને જઘન્ય અંતર્મૂહુર્ત હોય છે. આયુષ્ય-કર્મ પૂરૂં થયા પછી કોઈ વ્યક્તિ એક ક્ષણ પણ આયુષ્ય વધારી શકતી નથી.

" નામ-કર્મ "

આ કર્મના ઉદયથી જીવને શુભ, અશુભ પ્રકૃતિઓનો ઉદય આવે છે. શરીર, અંગોપાંગ, ઇંદ્રિયો, મન વચન તેમજ અન્ય સર્વની પ્રાપ્તિ જે થાય છે, એ નામ-કર્મના ઉદયથી જ થાય છે. ગતિ, આનુપૂર્વી પણ નામ-કર્મની પ્રકૃતિઓમાંજ સમાવેશ થાય છે. આહાર, શ્વાસોશ્વાસ, હાડ, માંસ, રૂધિર, પ્રમાણોપેત અંગ-સ્થાપન આદિ વ્યવસ્થિત રીતે યોજના કરવામાં આ કર્મનાં દલીયાં કાર્ય કરી રહ્યાં છે. આ કર્મની સ્થિતિ ૨૦ કોડા કોડી સાગરોપમ અને જઘન્ય આઠ મુહુર્તની હોય છે. આ કર્મ ચીતારાની ઉપમાવાળું છે. યોગ્ય સ્થાનમાં શરીરનાં અવયવોને ગોઠવવાનું કાર્ય કરે છે. આ કર્મ હરેક જાતિમાં હોય છે. અને તેનો ઉદય જ સંસારમાં શરીર ધારણનું કામ કરે છે.

ગોત્ર—કર્મ—

આ કર્મના ઉદયથી પ્રાણીઓનો નીચ કે ઉચ્ચ ગોત્રોમાં જન્મ થાય છે. મદ કરવાથી, કુલાભિમાન કરવાથી અથવા અન્ય સત્તાનો મદ કરવાથી આ નીચ–ગોત્રમાં ગર્હિ–કુલોમાં જન્મ ધારે છે. મુનિ–નિંદા, ધર્મ–નિંદા અથવા ધારેલાં વ્રતો પાલનમાં અનાદર કરવાથી નીચ–ગોત્રનો બંધ થાય છે. અને તીર્થંકરના ગુણો ગાવાથી, ગુણીના ગુણોનું અનુમોદન–પ્રશંસા કરવાથી, નિર્મલ–વ્રતોનું પાલન કરવાથી જીવને ઉચ્ચ–ગોત્ર–કર્મ બંધાય છે. આની સ્થિતિ ઉત્કૃષ્ટ વીસ કોડાકોડી સાગરોપમ અને જઘન્ય આઠ મુહૂર્તની છે. આ કર્મ, કુંભારનાં ઘડાની જેમ નીચ—ઉચ્ચનાના ભેદોને પાડવામાં નિમિત્ત બને છે.

અંતરાય—કર્મ—

આઠેય કર્મોમાં આ છેલ્લું કર્મ આઠમું છે. આ કર્મના ઉદયથી આ પ્રાણીઓને ઇષ્ટ–પ્રાપ્તિમાં અંતરાય થયા કરે છે અને વિશેષ અંતરાય–કર્મના ઉદયથી સામગ્રી પુષ્કળ સાથમાં હોવા છતાંય જીવને, અંતરાયના ઉદયથી દાન કે એવું અન્ય કાંઈ કાર્ય બની શકતું નથી. પુરૂષાર્થ—હીન કરનાર અંતરાય કર્મનો ઉદય જ હોય છે. આ કર્મનો ઉદય બધાનાં લાભમાં વારંવાર અંતરાય–બાધકતા થયા જ કરે છે. આ દાન–લાભ—ભોગ—ઉપભોગ અને વીર્ય આ પાંચેમાંય અંતરાય પેદા કરાવનાર આ કર્મનાં દલીયાં હોય છે. આ કર્મના ક્ષયથી અનંત—સામર્થ્ય પેદા થાય છે. આ કર્મની ઉત્કૃષ્ટ—સ્થિતિ વીસ કોડા કોડી

સાગરોપમ અને જઘન્ય અન્તર્મુહૂર્તની છે. આ કર્મને શાસ્ત્રોમાં ભંડારીની પણ ઉપમા આપી છે. દાતારી દાન કરવા ઈચ્છતો હોય પણ ભંડારી ભંડાર ખોલે નહીં અને કોઈ ચીજ આપે નહિ તો દાન ક્યાંથી કરી શકે ? એવી અંતરાય કર્મની સ્થિતિ છે.

અભ્યુદય:—

જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય આ ચાર કર્મ ઘાતી કહેવાય છે. બાકીનાં અઘાતી છે. ચાર-ઘાતિ કર્મનો ક્ષય થતાં અનંત—જ્ઞાન, અનંત—દર્શન, અનંત—ચારિત્ર અને અનંત—વીર્ય જીવને સ્વભાવથી પ્રગટે છે. અને અઘાતિ ચાર—કર્મનો ક્ષય થતાં જીવ સ્વભાવથી ઉચ્ચ—ગતિ કરીને મોક્ષ—સિદ્ધાવસ્થાને મેળવે છે. જ્યાં અવ્યાબાધપણું, અક્ષયસ્થિતિ, અરૂપીપણું, અગુરુલઘુપણું જીવને ચારે ગુણો સ્વભાવથી વરે છે. એટલે સિદ્ધાવસ્થામાં જીવ આ આઠ ગુણોનો ધારક બને છે.

આ સ્થળમાં સઘળાંય કર્મોનાં બંધન નાશ થવાથી કોઈ પણ જાતની પીડા—દુઃખ કે અન્ય વ્યથા હોતી નથી. અનંત-સુખ-ધામ છે. કારણ કે ભવ—રોગનું મૂલ કર્મની જડો ભસ્મસાત્ થઇ ચૂકી છે.

સિદ્ધાવસ્થા—

આત્મા અનાદિ—નિધન સંસારની ભૂલભૂલામણીમાં ભૂલો પડેલો સ્વરૂપને વિસરીને અનેક ગતિનાં અનેકધા દુઃખનો અનુભવ કરે છે. આ આત્માને જ્યાં સુધી મુક્તિ—સ્થાન,

સર્વ કર્મ બંધનોના અભાવની દશા ન મળે ત્યાં સુધી સુખાકાંક્ષા એજ મોટી અજ્ઞાનતા છે. સત્યનું જ્ઞાન થાય એજ સત્ય—માર્ગનો ભોમીયો છે. આત્માના કર્મનો અભાવ થતા અનંતતા પેદા થાય છે. એ અનંતતા શાશ્વત હોય કે એ સિદ્ધ—ભગવંતોના અનંત જ્ઞાનમાં-દર્શનમાં, અનંત ચારિત્રમાં અને અનંત બળમા કદીય હીનતા આવતી નથી. કારણ કે ક્ષાયિક—ભાવથી એ અનંતચતુષ્ટય પ્રાદુર્ભૂત થયેલુ હોય છે. ચારેય ગતિના ભ્રમણનુ દહિણું અને દેણું પૂર્ણ થયુ. એ ચારેય ગતિના વસવાટનો દેશવટો આવ્યો. એટલે કોઈ જાતનો કોઈનીય સાથે સંબંધ રહ્યો નહીં. એટલે કોઈ ઇષ્ટ કે અનિષ્ટ રહ્યુ નહીં

કૃત-કૃત્યતા

આઠેય કર્મનો નાશ થયો જેથી અનંત ચતુષ્ટય તો છે જ પણ સાથે એ આત્માઓનું વેદનીય-કર્મ નાશ થવા-થી માનવીઓની જેમ ઉપદ્રવ કે વિઘ્ન જેવું કંઈ જ રહ્યું નથી. અવ્યાબાધ સુખના ભોક્તા બન્યા, આયુષ્ય-કર્મનો નાશ થવાથી અક્ષય સ્થિતિની પ્રાપ્તિ થઈ છે, જેથી કદીય જે સ્થળમા જે અવસ્થામા સિદ્ધનો આત્મા છે તેવો જ રહે છે, કારણ કે આયુષ જેવુ કંઈ કર્મ-બંધન નથી કે છૂટવું પડે. 'નામ-કર્મનો નાશ કરવાથી ચાર-ગતિના જીવોથી તેઓ ઉચ્ચ-ગતિએ પહોંચ્યા છે અને જાતિ-ગતિ વગેરેનો તેઓનો વ્યવહાર વિચ્છેદ થયો જેથી અરૂપી બન્યા, જે શરીરનો રૂપ-પર્યાય આત્માનો હતો, તેનુ નિમિત્ત 'કર્મ', નાશ થવાથી અશરીરી બન્યા અને ગોત્ર-કર્મનો નાશ થવાથી સિદ્ધાત્મા

ઓને અગુરૂલઘુગુણ પેદા થયો. અર્થાત્ જે સિદ્ધોને નથી ઉચ્ચ-ગોત્ર કે નથી નીચ—ગોત્ર કારણ કે તેઓને એવા પ્રકારનું કર્મ, જડથી નિકંદન થયું છે. ઇંદ્રો પણ જેઓને નમે છે. એટલે સર્વાધિક અને સર્વોચ્ચ છે.

સિદ્ધપદની પ્રાપ્તિ સીવાય સાચું સુખ નથી મલતું. અરે ભવ્ય—પ્રાણી ! તું જડ—સુખોને છોડીદે ! તેની પ્રાપ્તિ ઇચ્છાનો ત્યાગ કર ! અને આત્મિક—સ્વભાવ મેળવવાનો પ્રબલ-પુરુષાર્થ, ખેડ ! જેથી ત્હારી વાસ્તવિક સ્થિતિ તને પેદા થઈ જાય ! પછી તું પણ એવા સિદ્ધિ—પદનો ભોક્તા બનીશ.

"કોટીકોટી વંદન હો સિદ્ધ ભગવંતોને."



પ્રથમાવૃત્તિ-૫૦૦ પ્રતિ
વિક્રમ સં. ૨૦૧૪ :: શ્રીવીર સં. ૨૪૮૪
સને ૧૯૫૭

: મુદ્રક :
પંડીત મફતલાલ ઝવેરચંદ ગાંધી
મુદ્રણસ્થાન : નયન પ્રિંન્ટીગ પ્રેસ, ઢીંકવા વાડી, અમદાવાદ.